# हर्ष-तरंग.



[ વિધવિધ રસમય કાવ્યોનો સંગ્રહ ]







મુનિ શ્રી હર્ષચંદ્રજી.

[illegible] પ્રી. [illegible] છાપ્યું.

# हर्ष-तरंग.

[ વિધવિધ રસમય કાવ્યોનો સંગ્રહ ]


કર્તા

સ્વ. પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીના શિષ્ય

**મુનિ શ્રી હર્ષચંદ્રજી**

( દરિયાપુરી સંપ્રદાય )



પ્રકાશક

**શેઠ કચરાભાઇ વાડીલાલ**

છીપાપોળ—**અમદાવાદ.**

સંવત ૧૯૮૨.     ઈ. સ. ૧૯૨૬.

પ્રત ૧૦૦૦     આવૃત્તિ ૧ લી.

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસમાં સી. એમ. મોદીએ છાપ્યું

ઠે. ખાડીઆ, જેઠાભાઇની પોળ—અમદાવાદ.

મૂલ્ય પાંચ આના.

# પ્રકાશકનું નિવેદન.

મુનિરાજ શ્રી હર્ષચંદ્રજીની કવિતાઓનો આ સંગ્રહ 'હર્ષ-તરંગ' નામથી પ્રકાશમાં મૂકતાં મને આનંદ થાય છે. એમાંની કવિતાઓ જૈન તેમજ જૈનેતર સમાજને આનંદપ્રદ તેમજ બોધદાયક થઈ પડશે તો હું મારો યત્ન સફળ થએલો માનીશ.

કઈ કવિતાઓ કેવા વિશિષ્ટ પ્રસંગને અનુસરીને લખાએલી તેની વિગત મુનિશ્રી પાસેથી મેળવીને ટીકામાં તેનો ઉલ્લેખ કર્યો છે તેથી, તેમજ કઠીન શબ્દોના અર્થો આપવામાં આવેલા છે તેથી અને કેટલીક કવિતાઓ ઉપર વિવેચન આપેલું છે તેથી વાચકોને સરલતા પ્રાપ્ત થશે એવી આશા છે.

પુસ્તક વેચીને કમાણી કરવાનો ઉદ્દેશ રાખેલો નથી, પરન્તુ તેનું પડતર જેટલું જ મૂલ્ય રાખ્યું છે, તો કાવ્યરસિકો તેનો લાભ લે એવી વિનતિ છે.

**અમદાવાદ,** છીપાપોળ
તા. ૧-૪-૨૫.

**શેઠ કચરાભાઇ વાડીલાલ.**

# પ્રસ્તાવના.

સાહિત્યમાં કવિતાનું સ્થાન ઘણું ઉંચું છે, પરન્તુ તેમાં કવિતાના ગુણો હોવાની પૂરી આવશ્યકતા છે. સર્વ ગુણોચિત કવિતાઓ આજકાલ બહુ થોડી લખાય છે અને બહુધા જોડકણાં ઉભરાય છે, તેથી આજે સામયિક પત્રોમાં પ્રસિદ્ધ થતી કવિતાઓ તરફ વાચકોની રસિકતા આકર્ષાતી નથી. બેઇલી કહે છે કે:–Poetry is itself a thing of God, અર્થાત્ કવિતા સ્વતઃ એક ઇશ્વરી વસ્તુ છે, અને સાહિત્યસૃષ્ટિમાં એ ઇશ્વરી વસ્તુના સર્જકોની ન્યૂનતા હોય તો સાહિત્યની પ્રગતિ ત્વરાથી થતી નથી. પ્રાચીન કાળમાં પુસ્તકારૂઢ સાહિત્ય કાવ્યમાં લખાએલું વિશેષ મળી આવે છે અને ગુજરાતી જૂના સાહિત્યમાં પણ કવિતા-સાહિત્ય વિશેષ ઉપલબ્ધ થાય છે. આજે પાશ્ચાત્ય સાહિત્યની અસરથી આપણા કવિતાસાહિત્યમાં પણ અનેક નવીનતાઓ દાખલ થઇ છે, તે સાથે જૂના ગુજરાતી કાવ્યસાહિત્યની પરંપરા પણ વિસરાતી ચાલી છે. કાવ્યરસિકોની રસવૃત્તિ પણ નવીન માર્ગ તરફ ઢળતી જાય છે જેનાં અનેકવિધ કારણો છે. સમાજનું જીવન બદલાયું છે અને તેનું વાતાવરણ બદલાયું છે, પરિણામે જૂની શૈલીની કવિતાઓપરની તેની રૂચિ પણ ઓછી થતી જાય છે. એક વખતે કાવ્યકારોના જીવનની કિંવા જીવન-પ્રણાલિની છાપ તેમનાં કાવ્યોમાં પડતી, તેને સ્થાને આજે કાવ્યકારોની વિદ્ગત્તાની છાપ કાવ્યોમાં વિશેષ પડે છે અને પરિણામે અનાજ વેચનારો કણીયો કોકિલના ટહુકારની કોમળતાનું ગાન કરે છે અને રંગભૂમિપર નાચતો નટ સુરીવાદને ગઝલમાં ગાય છે !

કવિતા એ કવિના મનનું ચિત્ર છે અને કવિજીવન એ રસસરિતાનું ઉદ્દભવસ્થાન છે. કવિની બહુશ્રુતતાથી તેમજ સહૃદયતાથી તેની વાણીમાં ડોલન આવે છે, પરન્તુ તેમાંની સજીવતા તો કવિના જીવનના અંશોમાંથી જ આવે છે. જો તેના દિલમાં દર્દ હોય છે, તો જ તેમાંથી કવિતાની ધારા સરે છે અને જો તે રસ અને ભાવની સાથે તાદાત્મ્ય સાધે છે, તો જ

તે કવિતાની ધારામાં સજીવતા હોય છે. આ કારણથી આધુનિક કવિઓનાં બધાં કાવ્યોમાં સજીવતા હોતી નથી અને કેટલાંકમાં અદ્‌ભુત સજીવતા દેખાઇ આવે છે. રસ અને ભાવની સાથેનું તાદાત્મ્ય જીવનની ધન્ય ક્ષણોમાં સધાય છે અને જો જીવનમાં કૃત્રિમતા હોય છે, તો અનુપમ વિદ્વત્તા પણ કાવ્યમાં સજીવતા લાવવાને સફળ થતી નથી.

આવા સમયમાં સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ સાહિત્યરસિકોને જોઇએ છે. એવી ટીકા કરવામાં આવે છે કે મધ્યકાલિન ગુજરાતી કવિઓએ તો સમાજને મૃત્યુનો ભય બતાવીને વૈરાગ્યનો શુષ્ક ઉપદેશ જ આપ્યા કર્યો છે અને જીવનનો ઉલ્લાસ તેમને માણવા દીધો નથી, કિંવા જીવનમાં ઉલ્લાસ આણવા દીધો નથી, પરન્તુ જીવનનો ઉલ્લાસ એટલે શું? સમાજ બહુવિધ છે અને સાહિત્યકારો બહુવિધ છે; કોને કેવું જીવન ઉલ્લાસકર થઇ પડે તેનું માપ શું? રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરતાં મને થએલો એક વિલક્ષણ અનુભવ અત્ર નોંધું છું. આઠેક વર્ષ પૂર્વે અમદાવાદથી વડોદરા જતાં રાત્રે હું એક એવા ડબામાં દાખલ થયો કે જેમાં ઉતારૂઓની ગીર્દી સારી પેઠે હતી. કેટલાક ઉતારૂઓ બેઠા હતા, કેટલાક વિચારતંદ્રામાં પડયા હતા અને કેટલાક વાતો કરી ગરબડ કરી રહ્યા હતા. ડબામાં દાખલ થઇને એક સ્થળે બેસતાં મેં જોયું કે મને રસ પડે એવી વાતચીત કરીને ત્રણ કલાકનો વખત ગાળી શકાય એવું કોઈ પાત્ર ડબામાં નથી. આથી હું મારી પાસેનું 'કલાપીનો વિરહ' નામનું પુસ્તક વાંચતો બેઠો. ટ્રેન ચાલવા લાગી એટલે મારી સામે બેઠેલા બાવાજીએ પોતાની ઝોળીમાંથી નાનું તુલસીકૃત રામાયણનું પુસ્તક કાઢયું અને તેમાંની ચોપાઇઓ લલકારવા માંડી! એક નાનું સ્ટેશન આવ્યું અને ગાડી થોભી, ત્યાં ડબામાં દૂરને ખૂણે એક જુવાનીયો ગણગણતો સંભળાયો: "શશિકાન્ત! મારા લગ્નની કંકોતરી આ વાંચજે; કંકુ નથી મમ રક્તના છાંટા પડયા અવલોકજે!" ગાડી ઉપડી એટલે એ સ્ટેશનથી નવો જ દાખલ થએલો કોઇ વૈરાગી પોતાના હાથમાંની કરતાળ બજાવતો કાંઈ અદ્‌ભુત આનંદથી ભજન ગાવા લાગ્યો એટલે અર્ધ ઉંઘમાં પડેલા બધાને જાગવું પડયું અને મારૂં ધ્યાન સહજ આકૃ-

પીયું. બેઠક ઉપર જગ્યા નહિ હોવાથી નીચે બેઠેલો એક પાટીદાર પોતાના પોટલામાંની 'બરાસ–કસ્તુરી'ની વાર્તાની ચોપડી કાઢીને વાંચવા લાગ્યો! મેં કેટલીક વાર સુધી જોયું કે સૌ પોતપોતાના ધ્યાનમાં મશગુલ હતા! બાવાજીની ચોપાઇઓ સાંભળનારને વેરાગીની કરતાળનો અવાજ જરાએ હરકત કરતો નહોતો અને શશિકાન્તની વાર્તાની કવિતા ગણુગણુનારનું ધ્યાન બીજા કશા ઉપર ચોંટતું નહોતું! એક જ ડબામાં બેઠેલા આટલા ઉતારૂઓના ઉલ્લાસની કેવી વિધવિધ વસ્તુઓ? અને મને તેમાં નવાઇ લાગી નહિ. એ સર્વનાં જીવન પૃથક્ પૃથક્ હતાં અને તેથી તેમના જીવનના ઉલ્લાસની વસ્તુઓ પણ પૃથક્ પૃથક્ હતી. અખો ભગત કે ભોજો ભગત આ કાળમાં જીવતા હોત અને તેમને જીવનનો ઉલ્લાસ માણી શકાય તેવી કવિતાઓ લખવી હોત તો શું તેઓ 'શૃંગારસરોજ' લખત ખરા? અને કવિ નથુરામને આનંદઘનના જીવનનો ઉલ્લાસ કાવ્યરૂપે આલેખવાનું કહેવામાં આવ્યું હોત તથા તેમણે તે આલેખ્યો હોત તો તેમાં સજીવતા આવત ખરી? સમાજ બહુવિધ છે, મનુષ્યપ્રકૃતિ બહુવિધ છે, રસિકતા બહુવિધ છે, જીવનના ઉલ્લાસનો અનુભવ પણ બહુવિધ છે. અનેક રોપાઓ ઉપર અનેક પ્રકારનાં પુષ્પો ખીલે છે; ભ્રમર તેમાંનાં મધુકણો ખેંચીને આનંદે છે, નાગરિકો તેમાંના સૌરભથી ઉલ્લસિત થાય છે, ગ્રામ્ય જનો તેના રંગો જોઇને રાચે છે. પ્રત્યેક પુષ્પમાં અને તેની પ્રત્યેક વિશેષતામાં કોઇ ને કોઇ પ્રાણીના જીવનના ઉલ્લાસનું કેંદ્ર રહેલું છે. જનતાની રસિકતા એકસરખી બનશે, ત્યારે સર્વના જીવનનો ઉલ્લાસ સમાન બનશે અને ત્યારે જ સાહિત્યની અમુક શાખાને જીવનનો ઉલ્લાસ આણનારી કહી શકાશે!

ત્યારે 'હર્ષ–તરંગ'માં જીવનનો ઉલ્લાસ છે કે? મુનિ શ્રી હર્ષચંદ્રજી એક જૈન મુનિ છે–ત્યાગી છે. આ પુસ્તકમાં તેમના મનનું ચિત્ર છે, તેમના દિલના દર્દના પડઘા છે, તેમના જીવનપ્રવાહમાં ઉઠેલા તરંગો છે; તેમણે અનુભવેલા જીવનોલ્લાસની એ પ્રતિકૃતિ છેઃ તેમાંના કોઇ અંશમાં એક વ્યક્તિને ઉલ્લાસ લાગે અને બીજી વ્યક્તિને શુષ્કતા લાગે તો તેમાં કશું આશ્ચર્ય નથી. બીજા અંશમાં એક વ્યક્તિને આનંદાનુભવ થાય

તથા બીજી વ્યક્તિને કટુતા ભાસે તેમાંએ નવાઇ નથી. વિરાગીના મનની છાપ, તેના દિલનું વક્તવ્ય, તેની સહૃદયતામાંથી વહતો સ્રોત સંસારીઓને કેટલો જીવનોલ્લાસ અનુભવાવશે તે કહેવું મુશ્કેલ છે. તેમાં સર્વાનુભવરસિક કવિતાઓ તેમજ સ્વાનુભવરસિક કવિતાઓ છે અને જેઓ લેખકના માનસ સાથે તાદાત્મ્ય અનુભવશે તેઓને તો તેમાં જરૂર ઉલ્લાસનો અનુભવ થશે.

સુબોધક, વૈરાગ્યાન્વિત અને આત્મસંબોધક કવિતાઓ આ સંગ્રહમાં વિશેષ છે. એક જૈન મુનિનું માનસિક વાતાવરણ આવાં કાવ્યોનું પોષક વિશેષાંશે હોય છે, એટલે આવી કવિતાઓની બહુલતા સ્વાભાવિક છે. કામિની અને સ્ત્રીઓની ચંચળતા જેવા સંસારને લગતા દેખાતા વિષયોમાં પણ લેખકના માનસનું વલણ ત્યાગ તરફ ઢળ્યું છે. અન્યોક્તિઓ કે જેમાંની કેટલીક સંસ્કૃત શ્લોકોમાંથી ઉદ્ધૃત કરેલી છે તેમાં જોકે વિચાર મૂળ સંસ્કૃત લેખકના ઉતરેલા છે, તોપણ વાણીનો પ્રવાહ શાન્ત સુબોધ તરફ આપોઆપ ઢળે છે. પુષ્પ, પિંજર, શુક, ભ્રમર ઇત્યાદિ કોઇ પણ પ્રાણી કે પદાર્થનું ધ્યાન કરી કવિ કવિતા લખે છે પરન્તુ છેલ્લે તો સંસારની અસારતાના બોધમાં જ તે ઢળે છે અને સ્વાનુભવરસિકતામાંથી સર્વાનુભવરસિકતામાં સરે છે. 'પંખીડું' એ વિષેનું નાનું કાવ્ય સુંદર છે. પંખીના મેળાનું સુંદર ચિત્રાલેખન તેમાં છે:

હતાં પંખી ભેળાં, રમત કરતાં કૈંક દિનથી,
રહેતાં આનંદે હળી મળી વળી સૌ પ્રણયથી;
હતી વા'તી ધીરી સુખદ લહરિ ત્યાં પવનની,
હતાં મીઠાં પૂરાં, અશન જળ ત્યાં પૂર્ણ સુખદા.
આવાં ઉંચાં મધુર રસનો પૂર્ણ આસ્વાદતાં 'તાં,
ને સૌ એના હૃદયપડદા વાતથી ખોલતાં 'તાં,
સ્નેહે જોતાં રૂચિર વસુધા, વાક્ય માધુર્ય પ્રેરી,
ને આનંદે દિન-રજનિનાં, ગાન ગાતાં હતાં તે.

પરન્તુ એવામાં વૃક્ષપરનાં પાંદડાં ખખડે છે, પક્ષીઓ બીકે છે,

બીજાં પક્ષીઓ ઉડી જાય છે અને એક બિચારૂં પક્ષી પોતાના સાથથી જૂદું પડી રસળે છે !

દિલાસો લેવા એ અરર ઘડી બે ના ટકી શક્યું,
ગયું ક્યાં ? શામાટે ? નિયમિત કીધું તે પણ નહિ,
દિશા કૈમાં એને કુદરત મોકી તું ધસડશે ?

કવિની વિચારણા આગળ વાધે છે કે—

હતું સારૂં કે ના, અફળ અહીં એ પ્રશ્ન કરવો,
પરંતુ ચિંતાએ ગરીબ ભટકી ક્યાં રખડશે ?
સુખો કે દુઃખોનો અનુભવિત થાશે જગતમાં,
અરે ! વા ચિંતાથી વિકળ ગતિમાં શું મળી જશે ?

આ રીતે અનેક સામાન્ય પ્રસંગો ઉપરથી પણ ગહન વિચારણામાં અને ઉંડી ફીલસુફીમાં કવિ ઉતરે છે અને ક્ષણભર મનોરમ સજીવ ચિત્ર વાચકનાં માનસ ચક્ષુઓની સમીપે ખડું કરે છે.

મુનિશ્રીએ પોતાના ફારસી ભાષાના અભ્યાસ તથા એ ભાષાના સાહિત્યનો કરેલો પરિચય પણ આ પુસ્તકના અંતિમ ભાગની કવિતાઓમાં ઉતાર્યો છે. આ તેમજ અન્યોક્તિઓ ઇત્યાદિ બીજી કેટલીક કવિતાઓમાં લેખકના જીવનને બદલે અભ્યાસની છાપ માલૂમ પડે છે. એ ગઝલોના માપમાં કેટલાક દોષો છે અને ઉર્દૂ—ફારસી શબ્દોને ગુજરાતી કવિતામાં બંધ બેસાડતાં કાંઇક ખેંચતાણનો અનુભવ થાય છે. આ સંગ્રહમાંની કવિતાઓના મોટા ભાગમાં જે કાંઇ પ્રાસાદિકતા છે તેના પ્રમાણમાં વાણીની સરલતા અને માધુર્ય ઓછાં છે.

મનમધુપ ! શું જ્યાં ત્યાં દોડી જાયજી,
કમલિની ગત એ સુષ્ઠુ વાત ન વાયજી,
કુટજ પુષ્પના રસમાં શું લલચાયજી,
ઉત્તમ ભૃંગને કદી નહિ સોહાયજી.

આ પંક્તિઓમાં જેટલો સુંદર વિચારસંદર્ભ છે તેટલી સરળ

અને મધુર વાણી નથી. મુનિશ્રીની કવિતાઓનો આ પહેલો જ સંગ્રહ છે અને એ સંગ્રહ કોઇ નિયમબદ્ધ શૈલીથી કરેલો નથી. આમાંનાં કેટલાંક સુંદર કાવ્યો તેમણે છેલ્લાં લખેલાં-વિશેષ અનુભવ તથા અભ્યાસ પછી લખેલાં હશે તેમ જણાય છે, એટલે તેમનાં હવે પછીનાં કાવ્યો કાવ્યકલાના સંબંધમાં પણ વધારે આશા આપનારાં થવાનો સંભવ છે.

તેમની કાવ્યલેખનશૈલી ઉપર પણ અનેક પ્રકારની છાપો પડેલી છે. જૈન કવિઓએ લખેલી ઢાળોની, સંસ્કૃત તથા ફારસી કવિઓની, કલાપીની અને દલપતરામની શૈલીની અસર ખુલ્લી ઉપસી આવે છે. આ કારણથી આમાંની કોઈ પણ શૈલીના રસિકોને આ સંગ્રહમાંની કેટલીક કવિતાઓ રોચક લાગશે. એકંદરે મુનિ શ્રી હર્ષચંદ્રજીની કવિતાઓ હાલના કાવ્યસાહિત્યમાં મધ્યમ પંક્તિએ આવી શકે તેવી છે અને ઉત્તરોત્તર તે ચમત્કૃતિમાં વધતી રહેશે એવી આશા રહે છે.

સારંગપુર અમદાવાદ, તા. ૨૦-૩-૨૬. } ચુનીલાલ વર્ધમાન શાહ.



# અનુક્રમણિકા.

# हर्ष-तरंग.

## હિતોપદેશ.



[ ઇન્દ્રવિજય છંદ. ]

માનતણું અપમાન થયું, નરપિંડ તણુંય ગયું વળી પાણી,
જાણ હતો યશ વિશ્વ વિષે ધન, તે ધન-આશ થઈ ધૂળધાણી;
ભ્રષ્ટ થયો શુભ સ્થાન થકી જનવૃંદ કરે અપમાન-કહાણી,
ત્હોય વિચાર ન લાવ, અરે જન ! આવી અનેક થતાં પણ હાનિ.

*  *  *  *

હાય ! ખુવાર થયો નિશદિન તું દ્રવ્ય તણા બહુ સંચય માટે,
લાહ્ય ઉઠી સળગી વપુમાં તુજ, ત્હોય પડી જ રહ્યો નિજ હાટે;
ભ્રાંત થયો મૃગ સિંહ થકી જયમ, તેમ ભમ્યો દિનરાત ઉચાટે,
હર્ષ કહે મતિમૂઢ થયો જન એક વિલાસ ક્ષણિક જ સાટે.

*  *  *  *

યોગ તણો જ વિયોગ થશે જન, હર્ષ થકી કદિ ખેદ જ આવે,
ભોગ તણો પરિભોગ ભલો, પણ કોઇક દિવસ રોગ જ આવે;
સેવક હોય અનેક ભલે પણ કોઈ સમે વહીં તે સહુ જાવે,
હર્ષ કહે પ્રિય અંતસુધી નર એક દશા નહિ કોઇ ધરાવે.

*  *  *  *

મોહનમંદિર મોહભરેલ જ છે પણ છોડી મશાણ ઠરાવું,
રેશમ ગુંફિત સેજ ભલે, પણ કાષ્ટ તણા ઘનમાં પથરાવું;
પાસ વિભૂતિ વિપુલ હશે, પણ તે તજી ભસ્મવિભૂતિશું ન્હાવું,
પ્રેમથી સિંચિત છે રમણી, પણ પ્રેમ તજી નર તે દિન જાવું.

* * * *

માન વિના અપમાન કરી નર પુણ્યનિદાનનું દાન જ આપે,
જ્ઞાન વિના ઈનસાન કહાવી સુધર્મનું કારણ કર્મ જ માપે;
જાપ અજાણ જ હોય, તથાપિ સુદેવ તણો વળી જાપ જ જાપે,
હર્ષ કહે શુભ કૃત્ય ન પામત, તે નર તો શુભ કૃત્ય જ કાપે.

* * * *

ભોગ ભલા ન તજાય, તજાય જ વિગ્રહ, ભોગ તણા જ વિયોગે,
ભાન રહે, ન રહે જન સજ્જન, સ્નેહ તણા પ્રિય યોગ અયોગે;
બુદ્ધિ કુબુદ્ધિ થશે ન થશે, જન મોહ વિમોહ જ પ્રાપ્ત કુરોગે,
શોક ન થાય જ, થાય અનંત જ, રે જન ! તે ગત ભોગ અભોગે.

* * * *

સાર અસાર જણાય, જણાય ન ઇંદ્રિયના અભિલાષી જનોને,
દુઃખ વિદુઃખ ગણે, ન ગણે જન લોભી, કદિ વળી નિજ તનોને;
ભૂલ જ ભૂલ ગ્રહે, ન ગ્રહે નર તે અભિમાની કદા સ્વમનોને,
હર્ષ કહે નર દુષ્ટ તણી રીત જાય ન કોટિ ઉપાય ભણોને.

* * * *

યૌવન પૂર જરૂર જશે જન, છે ક્ષણ માત્ર જ સુંદર કાયા,
ઘાટ સુઘાટ અતીવ મનોહર વાદળ રૂપી દિસે સહુ માયા;

છે પ્રભુતા ક્ષણુ રંગ પતંગ જ, નાશ થતાં નહિ વાર જરાયા,
હર્ષ કહે પ્રિય પ્રાણ સમી પણ વિદ્યુત માફક ચંચલ જાયા.

* * * *

જ્ઞાન ગ્રહો, નિત્ય ધ્યાન ધરો, ચિત્ત ધૂમ્ર તણું કદિ પાન કરો જો,
ક્લેશ હમેશ વિશેષ સહો નર, દેહ વિષે યદિ મૌન ધરો જો;
ગ્રીષ્મ વિષે બહુ તાપ તપો, વળી વસ્ત્ર વિના કદિ નગ્ન ફરો જો,
ચિત્ત વિરક્ત થયું નહિ જ્યાંલગી, ત્યાંલગી એ સહુ વેઠ કરો

* * * *

ક્ષોભ લહે જન દેખત છીલ્લર, અબ્ધિ કહો પછી કેમ તરે તે ?
ભ્રાંત બને જન આયુધ દેખત, શું રણમાં જઇ યુદ્ધ કરે તે ?
શબ્દ શૃગાલ સુણી ડરતો જન, સિંહ સમીપ શી હામ ધરે તે ?
હર્ષ કહે ઘર બ્હાર ન આવત, કેવી રીતે પરદેશ ફરે તે ?

* * * *

માનવી માન વિમાન અજાણ તું, જાણ વિચાર તું જાન જશે તો,
હાર સુહાર અતીવ મનોહર, ધાર તું માર થઈ પડશે તો;
હર્મ્ય સુહાટ હવેલી જ સુંદર, નાશ થતાં નહિ વાર થશે તો,
હર્ષ કહે જન કાળ અચાનક લેઈ જશે જન કોડ હશે તો.



# શાન્ત શીખ.



[ રઘુપતિ રામ–એ રાગ ].

જનો ! નિજ આત્મપંથે ચાલો રે, અંતર્ગર્ભિત દોષને ટાળો રે;
ગુણી થઈને ગરવ સહુ ગાળો, સુણો શીખ શાંત ગર્વ ગુમાવી રે. ૧
મોહ શો ક્ષણભંગુર દેહે રે, ચિત્ત ધારો પ્રભુને સ્નેહે રે;
વ્હાલા ! લપટો ન સંસાર ગેહે, સુણો. ૨
પરદોષ ન દૃષ્ટિએ પેખો રે, નિજ અનુભવ સામું દેખો રે;
સહુ છોડોને મનનો ઉવેખો, સુણો. ૩
વ્રત નિયમ નિર્મળ રાખો રે, ગુણ ગુણવન્ત કેરા દાખો રે;
નિત્ય જ્ઞાનસુધારસ ચાખો, સુણો. ૪
શુભ વાક્ય વિચારીને કે'વું રે, નિજ કર્મ ઉપાર્જિત સ્હેવું રે;
મનસા નિત્ય એકાન્તે રે'વું, સુણો. ૫
પરદ્રોહી થવાનું ન ધારો રે, નિજ આત્મ સંગાથ વિચારો રે;
પામ્યા ક્યાંથકી આ ભવ સારો, સુણો. ૬
શ્રેયઃ શમ દમ શાંતિ રાખો રે, બધા દુર્ગુણ ઉખેડી નાંખો રે;
નિત્ય सत्यं च प्रियं च ભાખો, સુણો. ૭
ત્રણ તત્ત્વ રહસ્યને જાણો રે, લેશ ઉપાધિ ચિત્ત ન આણો રે;
પૂર્ણાનન્દનું સ્થાન પિછાણો, સુણો. ૮
હર્ષ શોક હૃદે શીદ ધારો રે ? પ્રેમાનંદે પ્રભુને સંભારો રે;
અને પામો ભવોદધિ આરો, સુણો. ૯

## સામાન્ય શિક્ષા.



[ નારાચ છંદ. ]

અશેષ વિશ્વમાંહિ એક પ્રેમની વિશેષતા,
સમગ્ર કર્મ ઓઘ માંહિ મોહની વિચિત્રતા;
અનંત વસ્તુ અંત એક કાળની અનંતતા,
અહો ! અહો ! અગમ્ય તેય જેમની અગમ્યતા. ૧

અજાણ જાણ પ્રાણ સર્વ પ્રાણીના સમાન છે,
બચાવ આપ સુખ તેહ, સૌખ્યનું નિદાન છે;
અતીવ માન લોકમાં, વિમાન જેમ ઠામ રે,
ટળે ત્રિવિધ તાપ, ને મળે જ મોક્ષધામ રે. ૨

વિચાર સાર, ચિત્ત ધાર, કાર્ય શ્રેષ્ઠ શું કર્યું ?
ગરીબ પ્રાણી દુઃખ ધારી, તેનું દુઃખ શું હર્યું ?
કહું : હશે જશે સહુ, થશે બધું ખુવાર રે,
પછી ભસ્યે થશે કશું ન શીઘ્ર તે વિચાર રે. ૩



## ભૂલથી ભરેલ આત્મા પ્રભુને શું કહી શકે ?



[ મૂળ મારગ સાંભળો જીનનો રે—એ રાગ ]

નથી ભાન તે આત્મિક પંથનું રે,
નથી પ્રભુ સાથે તેમ પ્યાર,
શી અર્જ કરૂં જગદીશને રે ? ટેક.

નથી સત્ય અસત્યની શોધના રે,
નથી કાર્ય અકાર્ય વિચાર, શી અર્જ. ૧

નથી શાંતિ, ક્ષમા, દિલ સોમતા રે,
નથી શુદ્ધ સ્વરૂપિક જ્ઞાન, શી અર્જ.
નથી તૃપ્તિત્રપા અહો દિલમાં રે,
નથી સુખદ સાનંદિત ધ્યાન, શી અર્જ. ૨

નથી બોધ સુભાષિત શાસ્ત્રનો રે,
નથી આપ્ત પુરૂષ વિશ્વાસ, શી અર્જ.
નથી મોહ નિવૃત્તિની વૃત્તિમાં રે,
ચિત્ત બેહું કરી સ્થિર વાસ, શી અર્જ. ૩

નથી યમ નિયમમાં શુદ્ધતા રે,
નથી આર્ય કારૂણિક ભાવ, શી અર્જ.
નથી વર્તના સત્ પ્રભુમાર્ગની રે,
નથી નૈસર્ગિક સદ્ભાવ, શી અર્જ. ૪

નથી માન અમાનમાં તુલ્યતા રે,
નથી હાનિ વૃદ્ધિ સમતોષ, શી અર્જ.
નથી વૃત્તિ ઔદાસીન્ય વિશ્વથી રે,
નથી ટળતો અંતરથી રોષ, શી અર્જ. ૫

નથી સંવેગ નિર્વેગની વેગતા રે,
નથી સદ્ગુણી આર્ય પ્રસંગ, શી અર્જ.
નથી સૌન્દર્ય સૌજન્ય પ્રાણીથી રે,
નથી હર્ષ શોકે સમ રંગ, શી અર્જ. ૬



૭

# વિચારણા.



[ હરિગીત છંદ ]

રે આત્મ ! ત્હારો વખ્ત સારો વીતી વેગે જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું, પરતંત્રતા ત્યમ થાય છે;
નથી બાર રે'વો એ ઘડી, એવી દશા તારી થશે,
તેવા સમે પ્રભુભક્તિમાં, સદ્‌બુદ્ધિ તુજ શું આવશે ? ૧
કેવાં કરૂં કાર્યો અને કેવો બનું આ વિશ્વમાં,
કઇ રીતિથી વખણાઉં ને હું કીર્તિ પામું સર્વમાં,
આવી અહર્નિશ ધારણા તુજ અંતરે લાગી રહી,
હા હા ! જવું છે શીઘ્રતાથી, કેમ તું સમજ્યો નહિ ? ૨
વિલાસિનીના વિલસતા વિલાસમાં બહુ હર્ષથી,
તાતા અને માતા વળી ભોજન કરે અતિ તર્ષથી;
દરિયાસુધી નિજ આણને વર્તાવી જેઓ રાજતા,
જોને સૂતા ત્રણ હાથની ભૂમિ વિષે 'હા હા' થતા ! ૩
જાવું અને જોવું અને રોવું અરે આ માહરૂં,
માતા અને પિતા વળી પુત્રો વધૂ ને સાસરૂં;
આવી સ્થિતિ સહુ લોકમાં ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુપાદમાં નિજ જિગરને સોંપ્યું નહિ ! ૪
બાલકપણું રમતો કરી, અજ્ઞાનમાં વિતાડીયું,
તારૂણ્ય તો તરૂણી તણા સહવાસ માંહે ગાળીયું;
બુઢ્ઢાપણું આવી રહ્યું ચિંતા તણા ચોગાનમાં,
હા ! હા ! ગયું તુજ પુણ્યપ્રાપ્ત મનુષ્યપદ બેભાનમાં. ૫

પાંડુ થયા સહુ કેશ કાળા, ભ્રષ્ટ થઇ દંતાવળી,
ચક્ષુ તણી ક્ષીણુતા થઈ ને અન્ય ઇંદ્રિયો ગળી;
સહુ હાડ કંપે અંગનાં, કર લાકડી લેવી પડી !
ત્હોયે અરે પ્રમદા તણા આનન વિષે દૃષ્ટિ જડી ! ૬

તું દે તજી છળ કપટ સઘળાં મોહ માયાથી ભર્યાં,
સહુ તાપ ટળશે તાહરા જે પાપથી જીવે કર્યાં;
આનંદ થાશે અંતરે ને સુખલહરિઓ ઉડશે,
સંપૂર્ણ ત્હારી સત્ત્વસીમા, હર્ષથી આવી જશે. ૭

---

## કામિની.



[ નારાચ ]

ધરાવી અંગ અંગરાગ તંબુ તંગ તાણુતી,
મરાલને લજાવનાર શ્રેષ્ઠ ચાલ ચાલતી,
પ્રસારતી સુસ્વસ્થ હસ્ત મસ્ત મોહ માલતી,
વિશાળ પ્રેમ પૂર્ણ દૃષ્ટિ-શૃંખલા ઉલાળતી. ૧

[ માલિની ]

ફણિપતિ સમ વેણી જેહને શિર છાજે,
નયન તરલ જેનાં દેખી કુરંગ લાજે:
કનકકળશ જેવા કામકુંભો વિરાજે,
રતિપતિ રસ પીને ગર્વથી જ્યાંહિ ગાજે. ૨

વદન સદન જોઈ શોભને ચંદ્ર પામી,
સુલલિત કૃશ કીધું અંગ પૂર્ણત્વ વામી;
અધર સુરસ પીવા ભીખ કાઢી અલ્યારે,
સખી મુજ મન લાગે, આવિયો ચંદ્ર ભાલે. ૩

[ અનુષ્ટુપ ]

એવાં પ્રેમ તણાં ધામો, દેખતાં પડિયા ઘણા,
દૃષ્ટાંતો કેટલાં આપું ? શું તેથી કૈં વિશેષ છે ? ૪

[ નારાચ ]

પતંગ અંગ દીપમાંહિ શીઘ્ર પ્રેમથી દહે,
ચકોર ચંદ્ર પ્રેમ, તેમ પીક આમ્રને ચહે,
મયૂર મેઘ શબ્દને, દ્વિરેફ કંજમાં ધસે,
વિશેષ તેથી વિશ્વમાં, વિતર્ક કોણ કો' હશે ? ૫

## પ્રેમનો અનાદર.



[ નારાચ ]

અરે મયૂર પ્રેમ લાવી શબ્દ કાંઈ તું કરે,
જીમૂત ઉર પૂર્ણ ક્રૂર, શોર શ્રુતિ ના ધરે,
ધરે ન દાદ આણી લાજ ભક્તભાવ જાણીને,
પૂરે ન આશ, પૂર્ણ પ્યાસ, પ્યાર જૂઠ માની લે. ૧

## ત્યાગાભિલાષ.



[ માલિની ]

ત્યજ ત્યજ જગ વ્હાલા ! સર્વ દે વિશ્વ ઠેલી,
નહિ તવ સહ આવે, માનિની માનઘેલી;
વસ વસ શુભ સ્થાને, જ્યોતિ જ્યાં આપ રાજે,
પરમ અકળ જ્ઞાતિ આપણી ત્યાં બિરાજે.

## મોહાંધોની દશા.



[ માલિની ]

સ્મરશર ભર છૂટે, વક્ર ભ્રૂચાપમાંથી,
સરલ હૃદય વીંધે, પાડી દે છે ત્વરાથી;
કટુક મરમવેત્તા, શીઘ્ર તે ત્યાંથી નાસે,
મૃગશિશુ સમ બેસીને રહ્યા વિંધ્ય પાસે.



## સ્ત્રીઓની ચંચળતા.



[ વસંતતિલકા ]

જો તું પ્રિયે ! ગગનમાં નયનો પ્રસારી,
કેવો ચઢ્યો ઘન અહો લઈ સાથ પ્યારી;
આવે તડિત્ છળ કરી, તુજ મુંજ પાસે,
પાછી ફરી વળી તહીં, પિયુને તપાસે ! ૧

ઓહો ખરે ! સરસ ભાન તડિત્ કરાવે !
" નારી બધી મમ સમાન ગણો " જણાવે;
છે સાથ નાથ, પરને ચ તથાપિ શોધે,
પોતે સ્વતંત્ર રહીને, પતિને જ રોધે. ૨



# મોહમય પ્રેમ.



[ ગાડી આવી ગુજરાત–એ રાગ ]

મોહનીય કર્મ વિશાળ, મોહથી ચેતી રે ચાલો,
મોક્ષને ચુકાવનાર, મોહથી ચેતી રે ચાલો.

(સાખી) દુનિઆમાં તો દેખતાં, દેખું ન કાંઇ વિશેષ,
વિશેષતા તે મોહની, જેણે વશ કીધું વિશ્વ અશેષ:
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૧

(સાખી) અખીલ આ સંસારમાં મોહ મહા મજબૂત;
પ્યારી–પાશ નખાવવા, જેણે નામ સ્થપાવ્યું તે દૂતઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૨

(સાખી) શતકી મહા વિદ્યાધની, શૂરવીર હુંશીયાર,
મોહે તેને પાડીઓ, પ્યારી સાથ કરાવી પ્યારઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૩

(સાખી) ઉજ્જેણી અવનીપતિ, મુંજ મહા ભૂપાળ;
તેના પણ જૂઓ અરે, મોહે કીધા તે કેવા હાલ:
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૪

(સાખી) ભિક્ષા હીનતાથી બધે, માગી થઈ કંગાલ;
થરરર અંગો કાંપતાં, નેત્ર ઝરતાં આંસુ અસરાલ:
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૫

(સાખી) દિલ્હીનો પૃથુરાજવી, જેનું જોર અમાપ,
સામો કો નવ થઈ શકે, જેનો જોતાં તે પ્રબળ પ્રતાપઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૬

(સાખી) સંયુક્તાના પ્યારમાં, તેને પણ વશ કીધ;
ચક્ષુહીણ કરાવીઓ, જેણે મરણ અકાળે દીધઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૭

(સાખી) મોહે જગમાં જનમોંને, શું શું ન કીધાં કામ?
કોનાં ઠામ ન તોડીઆં, કોનાં રાખ્યાં તે અવિચળ ધામઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી. ૮

(સાખી) સજ્જન સમજી મોહને, છોડો પ્રેમી આશ;
હોયે હર્ષ વધામણાં, વેગે પામો અવિચળ વાસઃ
મોહથી ચેતી રે ચાલો; મોહનીય કર્મ વિશાળ, મોહથી૦ ૯

---

## મોહ.



રે રે દેખો મોહ તમાસ,
સુણતાં થાયે સૌને હાસઃ દેખો મોહને.
મોહ્યા મોટા સુરનર ઇંદ્ર,
કોણ બિચારા ભૂ-રાજેન્દ્ર. દેખો૦ ૧

મોહે જૂઓ ભીલડી આશ,
માંડ્યો શંભુએ ત્યાં રાસ. દેખો૦
મોહે ચાલ્યો સરજનહાર,
સ્વકીય દુહિતા કેરી લા'ર. દેખો૦ ૨

મોહથી મોટો શ્રીપતિદેવ,
તે પણ કરતો ગોપીસેવ. દેખો૦
રોહિણી સાથે વિષયી ચંદ્ર,
ભોગે થયો કલામાં મંદ. દેખો૦ ૩

અહલ્યા રૂપે જોયું નામ,
ઇંદ્રને થયોં તત્ક્ષણ કામ. દેખો૦
નાઠો બીલી લઈ અવતાર,
ગૌતમ શાપે ભગ હજાર. દેખો૦ ૪
અતિશય કરતા તપસ્યા તેહ,
મોટા ઋષિ જમદગ્નિ જેહ. દેખો૦
રેણુકા સહ કીધો પ્યાર,
મોહથી તે પણ થયા ખુવાર. દેખો૦ ૫
લાખો [illegible] દેખાય,
પૌરાણિક કથાઓ માંહ્ય. દેખો૦
બીજાં પણ છે બહુ દૃષ્ટાંત,
તેનો આપું અહીં વૃત્તાંત. દેખો૦ ૬
કામે નંદિષેણ ઋષિરાય,
વસિયા વેશ્યાગૃહની માંહ્ય. દેખો૦
કરિયાં ક્રીડા ભોગ ને હાસ્ય,
દ્વાદશ વર્ષ આણી ઉલ્લાસ. દેખો૦ ૭
અર્હંન્નિક ગયા ગૌચરી લેણ,
થોભ્યા નિરખી કામિની નેણ. દેખો૦
ચંચળ સ્વરૂપ સુંદર વેશ,
દેખી પ્રકટ્યો કામ વિશેષ. દેખો૦ ૮
માર્યા તીવ્ર ચક્ષુનાં બાણ,
અતિશય બોલી પ્રેમની વાણ. દેખો૦
ત્યાગી સંયમ બાંધ્યો પ્યાર,
મોહે કીધી સહુની હાર. દેખો૦ ૯

મોહે શું શું ન કીધાં કામ ?
મોહે ભમિયા વનમાં રામ. દેખો૦

રાખે મોક્ષ તણો અભિલાષ,
તે પણ પડ્યા મોહને પાશ. દેખો૦ ૧૦

સાધે યોગી યોગ ઉપાય,
અતિશય રાખી ચિત્તને સ્થાય. દેખો૦

વિહ્વળ થઇને પડિયા તેહ,
મોહે કીધો [redacted] દેખો૦ ૧૧

જેણે વિજય મોહન[redacted]
તે તો નિશ્ચય નિર્મળ સિદ્ધ. દેખો૦

સુણી હર્ષ ધરી આ વાણ,
રાખો મોહ પરે તુમ આણ. દેખો૦ ૧૨

---

## સમાજની મોહમયી દશા.



[ ભેખ રે ઉતારો રાજા ભરથરી—એ રાહ]

હા હા ! કેવો આ મોહ છે, ભૂલ્યો જેમાં સમાજજી,
રસવશ થઈ ઝૂકી પડ્યો, મૂકી સત્યનો સાજજી.
હા હા કેવો આ મોહ છે. ૧

પ્રિયા પ્રેમ અંબારમાં, ભૂલ્યો માલવ ભૂપજી;
હિતાહિત ભૂલી ગયો, ભૂલ્યો સત્ય સ્વરૂપજી. હા હા. ૨

એક જ નારીના સ્નેહમાં, ભૂલ્યો અન્ય સંબંધજી;
ભાન રહ્યું નહિ ન્યાયનું, મૂક્યો રાજ પ્રબંધજી. હા હા. ૩

રાગ રંગ ને સો સ્નેહનું, માન્યું પ્રમદા સ્થાનજી;
અન્ય વિષય પ્રિય ના થયો, ન ગણ્યું માનામાનજી. હા હા. ૪
આમ જ અવનિ ઉપર અહો, માનવ વ્યક્તિ અનેકજી;
ભૂલી પડી મહામોહમાં, પામી સત્ય ન એકજી. હા હા. ૫
યોગી ત્યાગી ને જ્ઞાનીઓ, જેના શુદ્ધ વિચારજી;
એ પંથે સો ભૂલ્યા પડયા, પામ્યા મોટી ત્યાં હારજી. હા હા. ૬
કિન્તુ દુર્ધર મોહ છે, જેનો પાશ અનંતજી;
સમજી જેઓ ત્યાગી શકયા, પામ્યા તે જન અંતજી. હા હા. ૭
અખંડ દશા જેની આત્મમાં, અખંડ જેનો વિરાગજી;
હર્ષે તેઓ પામી શકયા, આખા વિશ્વનો તાગજી. હા હા. ૮

## મોહભર્યો સ્નેહ.



[ રાગ રામગ્રી ]

સ્નેહી સંબંધ હું શું કહું, સ્નેહી સ્નેહ અપાર;
સ્નેહી સ્નેહ વિચારતાં, ન ગમે દૈવિક સાર;
સ્નેહી સંબંધ હું શું કહું ? ૧

સ્નેહી અંતર વ્હાલો ઘણો, સ્નેહી સુખનું સ્થાન,
સ્નેહી વિના તે પળપળે, પામે દુઃખ આ પ્રાણ. સ્નેહી. ૨

સ્નેહી સ્મરે ચિત્ત સાંભરે, વિરહ લાગે અનંત;
શાન્ત પડે નહિ તું વિના, મન આ દુર્દન્ત.. સ્નેહી. ૩

સ્નેહ તણો મોહ લોકમાં, છે અલૌકિક ભ્રાત.
વર્ણન શું કરૂં તેહનું, પામું ક્ષણુ નહિ શાન્ત. સ્નેહી. ૪
સ્નેહી ખરો સુખદા સદા, પ્યારો આતમરામ.
શિવ-શોધનમાં સર્વનો, સાચો હર્ષ વિશ્રામ. સ્નેહી. ૫

## માયા.



[ મનહર છંદ ]

માયા મોટી મોહકારી, છૂટે નહિ તેની યારી,
અતિશે બંધાવે જારી, માયા જગ ભારી છે;
લુબ્ધ થયા રાય રાણી, ગરીબ ને રાંક પ્રાણી,
નહિ શકયા તત્ત્વ જાણી, માયા મન ધારી છે;
યોગીઓના યોગ વળી, નહિ શકયા ત્યાંહિ ઠરી,
નહિ પીધી તત્ત્વ વલ્લી, એવી માયા ન્યારી છે;
હર્ષ કહે માયા મોટી, જગમાં પ્રત્યક્ષ દીસે,
સુરાસુરે વારવાને, અશકય જ ધારી છે.

## દુનિયાનાં સુખ.



[ મનહર છંદ ]

લોભી જન લોભ થકી, ધન સંચી સુખ ધરે,
કામી જન કામ વિષે, મોજ બહુ માણે છે;
માની જન માન વિષે, અતિશે ઉત્તુંગે ચઢી,
માનવોની મધ્યે વળી, મિથ્યા માન આણે છે;

ક્રોધી જન ક્રોધ કરી, ધોમ પેરે ધખધખે,
પરને સંતાપ કરી, સુખને પ્રમાણે છે;
હર્ષ કહે મૂઢ જન, મૂઢતામાં મચી રહે,
ગંદકીનો કીડો જેમ, તેમાં સુખ જાણે છે. ૧

કપટે કરેલી કાયા, જૂઓ જન કેરી માયા,
ગર્વથી રચિત પાયા, અહો જન કાયા હે;
મોહથી ભરેલી માયા, જેણે સહુ લોક ખાયા,
એસી માયા માંહે કાયા, એક રસ પાયા હે;
લુબ્ધ થયા રંક રાયા, ધન માટે ખૂબ ધાયા,
પ્રભુ નહિ મન લાયા, કામથી ઘેરાયા હે;
હર્ષ કહે એસી માયા, જગ માંહે ખૂબ છાયા,
અરર વિરૂપ રૂપ, એક કાયા માયા હે. ૨

## વિશ્વજીવોનું ચિત્ર.



[ રાગ સોરઠ ]

વિશ્વનું ચિત્ર જોઈને વ્હાલા ઉર ઉભરાય છે રે,
ક્યાં જઈ કહેવું કહોને અંતર આ ગભરાય છે રે. ટેક.
ચિત્ત ઠરે નહિ સ્થિર વિચારે,
નિશદિન અન્ય સ્વભાવ સંભારે,
અતિ દુઃખ ધારે, પર સ્વરૂપે મુંઝાય છે રે. વિશ્વનું. ૧

કુટિલતા દેખી દુઃખ થાયે,
કૃપણતા નહિ લેશ સહાયે,
ખળની ખળતાએ ઉર આ અકળાય છે રે. વિશ્વનું. ૨

આપ સ્વચ્છંદે નિત્ય વિચારે,
જગહિતૈષી બુદ્ધિ ન ધારે,
કુબુદ્ધિ વધારે, અરરર શું નહિ થાય છે રે ! વિશ્વનું. ૩
દ્વેષભરેલી દૃષ્ટિ રાખે,
પરછીદ્રોને હર્ષે ભાખે,
ડર નહિ રાખે, સજ્જન મન કચવાય છે રે. વિશ્વનું. ૪
વક્રસ્વભાવી વક્રાચારી,
ચાલે આપબડાઇ ધારી,
જોઈ અવિચારી, ચરરર ચિત્ત ચિરાય છે રે. વિશ્વનું. ૫
સન્મિત્રો જે સદ્‌ગુણગ્રાહી,
બોલે અવગુણ તેના ચાહી,
પ્રભુ ! તે અપરાધી તુંથી ન લજવાય છે રે. વિશ્વનું. ૬
સદ્‌ભક્તિ પ્રભુ મુજને આપો,
પૂર્વ કર્મ સહુ મ્હારાં કાપો,
સ્થિર ચિત્ત સ્થાપો, હર્ષ અતિ દિલ થાય છે રે. વિશ્વનું. ૭

* * * *

[ રાગ આશાગોડી ]

દેખું હું રચના ન્યારી, જગતની દેખું હું રચના ન્યારી. ટેક.
આ બ્રહ્માંડતણી સ્થિતિ જોતાં (૨)
દૃષ્ટિ ધ્રૂજે છે ભારી. જગતની૦ ૧
કારણ કાર્યની ગમ ના પડતી (૨)
શું આ વહ્નિ કે વારિ ? જગતની૦ ૨
નિજથી પરરૂપ મિશ્રિત થાયે (૨)
પરથી નિજ રૂપ જારી. જગતની૦ ૩

નારી નર કે અન્ય દેખું (૨)
શું આ કલ્પના ક્યારી ? જગતની૦ ૪
શું આ સુખ કે દુઃખની ભ્રાંતિ (૨)
કે શું મુગ્ધતા ધારી ? જગતની૦ ૫

## જગતનું ચિત્ર.



[ વસંતતિલકા ]

બ્રહ્માંડની અખિલ જો રચના નિહાળું,
સર્વત્ર સૌ દિગ વિષે બહુ ચિત્ર ભાળું;
તે માંહિ ચિત્ર બહુવ્યાપી કુસંપનું છે,
દેખી કહે હૃદય: ક્યાં ગૃહ સૌખ્યનું છે ?

* * * *

રે શું કહું જગપતિ ! જનહિતવાણી,
સંતૃપ્ત થાય મન ના જગ જોઇ પ્રાણી;
સંતપ્ત થાઉં મન ના બહુ ક્લેશ પામું,
હા હા ! અથાગ પીડથી ક્ષણ ના વિરામું !

* * * *

ત્રોડી શકું ન ઝટ આ સહુ બંધનોને,
છોડી શકું નહિ વળી મમ સંકટોને;
ઇર્ષ્યા ધરૂં નહિ અરે મનમાં લગારે,
સંયોગથી પણ અરે દુઃખ છે વધારે !

# આંતર વિચાર.

[ સોરઠા ]

ચાહે લોક અનેક, હું ના ચાહું એકને;
કેવો એહ વિવેક, કે શું નહિ અંતર દયા !
છે નહિ મારા કોઈ, નહિ હું તેમ જ કોઈનો;
અંતર દૃષ્ટિ જોઈ, અંતર સાક્ષીથી કહું.
દેખું સહુ સંસાર, વિચિત્ર માયામય અહો !
તોપણ તેનો પ્યાર, કેમ છૂટે નહિ જીવને ?

* * *

માણુસ માત્ર વિચિત્ર, દેખું હું દુનિયા વિષે;
દુર્જન દુષ્ટ ચરિત્ર તણી શું કહું વિચિત્રતા ?
દુનિયામાં શું સાર ? એ નજરે ના આવતો,
વિચિત્ર એ જ પ્રકાર, મન માને તેમ ચાલવું.

* * *

[ દોહરા ]

અંતર સત્ય વિચારતાં, શોક તણો નહિ પાર,
હૃદય બહેરૂં બની જતું, મળે ન કાંઈ વિચાર;
સુખ દુઃખ કે કલ્પના, જ્ઞાનાવરણ કે જ્ઞાન,
શું ઉપશમ કે મોહ છે ? હા હા મોટું અભાન !
બની શકે ના ચિત્તમાં, વિરતિતણો વિયોગ;
તેમ વૃત્તિમાં ચિત્તનો, બની શકે ન પ્રયોગ;
શૂન્ય મને વિચારતાં, દૃષ્ટિ સમીપ સહુ થાય,
હર્ષ સર્વ નાસી જતાં, અંતર ઉઠે લાહ્ય.



२१

# એકાંતોક્તિ.



[ ચોપાઇ ]

લોકતણી નથી ઈચ્છા જરા, જો ચાલે કદિ અવળી ધરા,
શાને રાખું અંતર શોક ? દુઃખદાયક મિથ્યા સૌ પોક. १

સ્પૃહા કરૂં નવ લોકો તણી, તો શું કોપે જગનો ધણી ?
રાખું ભીતિ એ નવ ચિત્ત, ભલે સર્વ ગણતા અપુનિત. २

સ્વાનુકૂળ નવ બોલે લોક, શાને કરવો તેનો શોક ?
એવી વૃત્તિ તજવી અહિં, પ્રભુજી સન્મુખ થાવું સહી. ३

અંતર દૃષ્ટિ હશે પવિત્ર, પ્રભુકૃપા તો થશે ખચિત્ત,
અન્ય વ્યક્તિને અનુકૂળ થવું, પ્રતિકૂળની પાસે નહિ જવું. ४

મનમાં સ્વતઃ સ્ફુરિત સુવિચાર, કરીને તજવો અન્ય સંચાર,
હર્ષ ઉપજશે અંતર અતિ, મળશે આખર શિવસુખ રતિ. ५

* * .

[ ઈંદ્રવિજય ]

સુંદર બોધ લગાવ તું અંદર, ભીતર શોધ તું આત્મ જ ન્યારો,
કો નહીં કાજ બિચાર જરા ચિત્ત, વેશ લીયો કીનો શિર ઉધારો;
ઠાઠ હીં રખખત ઉપર સુંદર ઢુંઢત ઢુંઢત દિન હીં સારો,
સજ્જન પાખંડ એસો હીં ધારત, કાંઈ ન આવત તુજ બિચારો.



# દષ્ટિનું ખુલવું.



[ શાર્દૂલવિક્રીડિત ]

કાયા કાંચન કામિની કમનીયા, જાણ્યાં અહો સ્વાન્તમાં,
લાગ્યો મોહ અથાગ આ જગતમાં, ભૂલો પડ્યો ભ્રાન્તમાં;
એવો ભાસ થયો ન અંતર વિષે, જાવું ત્યજી એકદા,
હા ! હા ! હન્ત મહન્ત ! શું મુજ થશે ? મોટી પડી આપદા.

*   *   *   *

[ જંગલ વસાવ્યું—એ રાગ ]

જોગી થઈ જંગલ ચાલવું, વસવું વનની માંહ્યજી,
ભવનું સ્વરૂપ વિચારવું, ધારી નિત્ય ઉત્સાહજી,
એહ રે દશા નિત્ય હું ચહું. ૧
જગની માયા ખોટી જાણવી, તજવો વસમો વ્યવહારજી,
નિજ સ્વરૂપે સુખ માનવું, બાંધી મુખ ઉદ્ગારજી. એહ૦ ૨
માન અમાનમાં મધ્યતા, ધારૂં અહનિશ ચિત્તજી,
શત્રુ મિત્રને દેખતાં, માનું મધ્યસ્થ રીતજી. એહ૦ ૩

*   *   *   *

[ શાર્દૂલવિક્રીડિત ]

આ માયામય વિશ્વ મોહકથકી જો ચિત્ત ન્યારૂં રહે,
ભદ્રાના ઉપભોગમાં મન કદી જો લુબ્ધતા ના ગ્રહે;
અન્તર્દાહક દુષ્ટ વાક્ય સુણતાં ના કોપ અંતર્ દહે,
તો તો શીઘ્ર મુદા યતિત્વ ગ્રહવું, એ ચિત્ત ચારૂ ચહે. ૧



# મુનિરાજને.

[ શાર્દૂલવિક્રીડિત ]

કાયા કષ્ટ હમેશ પૂર્ણ સહવાં, રે'વું સદા જ્ઞાનમાં,
માયા માન મમત્વ મોહ તજવાં, સૂવું ભૂમિસ્થાનમાં,
ધારી શૌર્ય સદા પ્રસન્ન મનથી, સુધ્યાનથી ચાલવું,
ગાળી ગર્વ જ દોષ, તોષ ધરીને, મુનિપણું પાળવું.

---

# ચાર ભાવના વિષે.

## મૈત્રી ભાવના.

[ વસંતતિલકા ]

પ્રાણી સમસ્ત ઉપરે શુભ ભાવ આણી,
ઉત્સાહપૂર્વક રહો નિજ હિત જાણી;
ને દ્વેષને પરિહરો દુઃખદા પિછાણી,
મૈત્રી ધરો, ભવિજનો ! સુણી જીનવાણી.

## પ્રમોદ ભાવના.

આસક્ત જે ગુણ વિષે, સુપવિત્ર કાર્યે,
આનન્દદાયક રહે નિશદિન આર્યે;
ને જે અધિક ગુણથી સુગુણી જણાયે,
તેમાં પ્રમોદ ધરવો મનથી સદાએ.

## કારૂણ્ય ભાવના.

અત્યંત વ્યાધિ વનના વ્રજથી ગ્રસેલા,
પ્રાણી મહાદુઃખ ધરી દીન થૈ રહેલા;

દેખી, અહો ! દિલ વિષે થથરાટ છૂટે,
કારૂણ્યથી મન કહેઃ 'ક્યમ કષ્ટ ત્રૂટે ?'

### માધ્યસ્થ્ય ભાવના.

અજ્ઞાનથી ગુણહીણા નિજ છંદ ચાલે,
રોધી સદા સુગુણને સુખ સર્વ ટાળે;
કંકાસી ને અવિનયી અવગુણવંત,
તેઓ વિષે વસી રહે, સમગુણ સંત.

તોએ ખરે ! પૃથિવીને સુગુણી ચલાવે,
ને દોષવન્ત જનના સહુ દોષ ટાળે;
આ ગુણથી જ જગમાં મનુજો ગણાય,
જો દોષ જાય નહિ તો પશુઓ જણાય.

* * * *

### દોહરા.

શી ધાર્મિક વૃત્તિ કરી, શું કીધું શુભ કામ;
શું યશ પામ્યો વિશ્વમાં, શું રાખ્યું નિજ નામ?
ગહન મર્મ આ વિશ્વનો, વિકટ પંથ ઉત્કર્ષ;
ભાસ થયો નહિ આત્મનો, છૂટી ન અંતર તર્ષ.

પૂર્ણાનન્દ પ્રકટપણે, પ્રકટ્યો આપ પ્રકાશ;
અંતર દોષ સમૂહનો, તુરત થયો ત્યાં નાશ.
ચિત્તવૃત્તિ નિરોધવા, થાવા આત્મિક ભાન;
સરળ અમળ હૃદયાંબુજે, પ્રકટો તાત્ત્વિક જ્ઞાન.



# વૃદ્ધાવસ્થા.

[ સવૈયા ]

નેણ નમ્યાં ને વેણ વળ્યાં વળી, કે'ણ સુણે નહિ શ્રવણ લગાર;
વદન બન્યું બધું રદન વિનાનું, ભાન વિના હા વાક્ય ઉચ્ચાર;
અંગતણો પ્રિય રંગ ગયો ને સંગ કરે નહિ કો સંસાર;
આવાં વૃદ્ધપણાનાં દુઃખો, સહુને શિર આગળ પડનાર. ૧

હાડ ગળે ને લાળ પડે રે, ચીડ કરે અતિ નિજ પરિવાર;
પાપ પડે સહુ ઠોકર ખાતાં, થરથર ધ્રૂજે અંગ શ્રીકાર;
માન મળે ના સાન અરેરે, હાય રહે નહિ કો અધિકાર;
આવા વૃદ્ધપણાનાં દુઃખો, સહુને શિર આગળ પડનાર. ૨

વેશ ફરે સહુ કેશતણો ને, ક્લેશતણા વાગે ભણકાર;
ચિંતારૂપી શિખર ચઢંતાં, દુઃખતણો દેખે અંધાર;
શોકજન્ય ત્યાં વાયુ વાયે, વક્ત્ર થકી ચાલે સિત્કાર;
આવાં વૃદ્ધપણાનાં દુઃખો, સહુને શિર આગળ પડનાર. ૩

મોહ મહોદધિ તરંગ ઉઠે, ધૈર્ય રહે નહિ જ્યાં ક્ષણવાર;
વડવાનલ તો કાયમ હા ! હા ! શોષ કરે રે હૃદય વિચાર;
તેવી વખતે ક્યાંથી હોયે, પ્રભુતણો ત્યાં સુખ ઉદ્ગાર;
આવાં વૃદ્ધપણાનાં દુઃખો, સહુને શિર આગળ પડનાર. ૪

જોરજુલ્મી ત્યાં હાકમ આવી, રોષ ધરી કરશે હુંકાર;
ત્યારે પ્રાણી ! મુક્તિતણો ત્યાં, શી રીતે કરશો ઉપચાર;
માટે યુવક ! ડહાપણ ધારી, ધર્મ ગ્રહી લે થઈ હુંશિયાર,
આવાં વૃદ્ધપણાનાં દુઃખો, સૌને શિર આગળ પડનાર. ૫

## મનુષ્ય સ્વભાવ.

[ છપ્પા ]

આપ તણી જે ભૂલ, આપને કદિ ન ભાસે,
આપ તણી જે ભૂલ, આપ નવ કદિ પ્રકાશે;
આપ તણી જે ભૂલ, સર્વથી છાની રાખે,
આપ તણી જે ભૂલ, કદિ મુખથી નવ ભાખે;
ઢાંકીને ભૂલ આપની, જનતામાં પ્રભુતા લહે,
હર્ષ કહે લવ ગુણ ધરી, હોંશિયારી નિજની કહે.

---

## મનુષ્ય સ્વભાવ કેવો ખરાબ છે ?

[ રાગ માઢ ]

જુઓ જુઓ વિચારી, પ્રત્યક્ષ ધારી, સહુ નરનારી,
મનુષ્યનો એ સ્વભાવ.
છે મહા દુઃખકારી, ક્લેશ વધારી, કરે ખુવારી,
મનુષ્યનો એ સ્વભાવ.

આપ અવગુણને તે નહિ દેખે, પર અવગુણ દેખાય;
નિજ કુબુદ્ધિ નહિ વિચારે, અન્ય કુબુદ્ધિ જણાય.
જુઓ જુઓ વિચારી. ૧

પોતે કર્યું તે તો પાધરૂં ધારે, અવળું પરનું જણાય;
નિજ દોષોને પોતે ન લેખે, પારકો દોષ ગણાય.
જુઓ જુઓ વિચારી. ૨

પરને શિખામણ દેવા સારૂ, અતિ પ્રફુલ્લિત થાય;
આપ શિખામણ કદિ ન લાગે, ક્રોડ કરો જો ઉપાય.
જુઓ જુઓ વિચારી. ૩

અપકૃત્યો પોતાનાં હોયે, તોપણ માને શુદ્ધ;
અન્ય કૃત્યો જે સારાં સૌથી, તે પણ લેખે વિરૂદ્ધ.
જુઓ જુઓ વિચારી. ૪

નિજ અજ્ઞાનને નહિ ખસેડે, પરને જ્ઞાન અપાય;
આપણી ભૂલ તો કદિ ન ભાસે, ભાસ તે અવળો થાય.
જુઓ જુઓ વિચારી. ૫

પર દુર્ગુણો પારકી નિંદા, કરવા તત્પર થાય;
નિજ દોષોને ત્યાગવા સારૂ, ચિત્ત તે નહિ જોડાય.
જુઓ જુઓ વિચારી. ૬

અનંતી ભૂલો માણસ કેરી, કહેતાં ન આવે પાર;
લાજ મૂકી જન ભૂલો સાથે, ચાલે દુષ્ટ ગમાર.
જુઓ જુઓ વિચારી. ૭

સમજો સહુએ મનથી ભાઇ, ધારી શુદ્ધ આચાર.
આપણી જાતે આપણું જુઓ, સુણીને હર્ષ વિચાર.
જુઓ જુઓ વિચારી. ૮



# ભાષા બોલવા વિષે.



[ રાગ માઢ ]

બોલો ભાષા વિચારી, હિત વધારી, કુધી નિવારી,
તમો સજ્જન સવ.
થાય સૌ સુખકારી, નાવે નઠારી, ચિત્તમાં ધારી,
તમો સજ્જન સવ.
કટુક વાણી બોલ્યાથી પ્રાણી ! પાપનો પુંજ ચણાય,
અઘ વધે વળી પુણ્ય ઘટે પછી, દુષ્ટ જન જણાય. બોલો.
ચમરેંદ્ર જો કટુક બોલી, ગયો શક્રેન્દ્ર પાસ,
શક્રેન્દ્રે ઉપયોગથી જોઈ, આપ્યો તેને ત્રાસ. બોલો.
સંતાપકારી ભાષા બોલ્યાથી, પરજન મન પીડાય,
શોક વ્યાપે તેના દિલમાં, ને ક્રોધ અતિશય થાય. બોલો.
અપ્રિય ભાષા બોલ્યાથી જનનું, થાય અતિ અપમાન,
સાન વિનાના તે નરને પછી, આપે નહિ કોઇ માન. બોલો.
વિષમ વાક્ય વદો નવ પ્રાણી, આણી મન વિચાર,
પ્રિયવાચી થઈને ભાઈ, કરજો પ્રિય ઉચ્ચાર. બોલો.
આથી સમજી અંતર શાણા, ત્યજો પર અપકાર,
નિજ દુઃખ તેમ પરદુઃખને જાણો, સુણીને હર્ષ વિચાર. બોલો.



## નાદાન સાથે રહેવા વિષે.



[ શાર્દૂલ ]

આપે ત્રાસ અપાર જ્યાં વનચરો ફુત્કાર ઝાઝા કરી,
ધ્રૂજાવે ગિરિગહ્વરો ચીસ થકી ને કમ્મરે ઉછળી;
તેવામાં વસવું મુદા મન ધરી અત્યંત આણી રતિ,
ના રે'વું પણ સાથ દુષ્ટ જનની પ્રાણાન્ત હોતાં કદિ.



## કુદરતનાં ચક્રો.



[ શિખરિણી ]

થશે શું ખોટું જે કુદરતવડે નિર્મિત થયું,
અરે ! જાવું જો હા, જીવન કદિ ના જો ખુશી હશે;
અરે ચાલે ચક્રો કુદરત તણાં જે નિયમથી,
વહેવાનું છે તે નિયમ ગતિથી આ જીવનને.



## વિનય.



[ શાર્દૂલ ]

રે રે આર્ય ! અનાર્ય કાર્ય કરવા દે તું ત્યજી આત્મથી,
શું છે રૂપ અનુપ શંકરતણું તે ઓળખી હર્ષથી;
આ માયામય વિશ્વ સર્વ ત્યજીને સાત્ત્વિક વૃત્તિ ધરી,
ટાળી કર્મ જ અષ્ટધા વિનયથી લે મુક્તિપુરી વરી.

[ દોહરા ]

જ્યાં ન ઉદય વિવેકનો, ત્યાં શું અંતર જ્ઞાન ?
દષ્ટિ વિના મૌક્તિક વિષે, શું પહોંચે વિજ્ઞાન ?
અંતર તાપ ઉતાપનો નથી મટ્યો સંતાપ;
કઈ રીતે તારી કને માગું પ્રભુ ! હું માફ ?

## મૂર્ખથી દૂર રહેવા વિષે.

[ હરિગીત છંદ ]

પર્વત અને દુર્ગે વળી ગહ્વર વિષે વનકંદરે,
ભમવું બહુ સુંદર અહો ! વનચર સહિત સજ્જન અરે;
પણ મનોહર મોહક ભલાં સુરેંદ્રનાં ભવનો વિષે,
નહિ વાસ કરવો મૂર્ખ જનની સાથ કોઈ પણ મિષે.

## ભલામણ.

[ નારાચ ]

કરાય કાર્ય તો કરો વિશુદ્ધ, હર્ષ આણીને,
જણાય તત્ત્વ સત્ય તો ગ્રહો જ ગ્રાહ્ય જાણીને;
બચાવ થાય તો બચો અમોઘ પંચબાણથી,
ત્યજાય તો ત્યજો સમસ્ત આંતરિક ભાવથી.

## કાળ.

[ નારાચ ]

કરાલ કાલ ફાલ ભાલ દ્વાર ખોલ દૃષ્ટિનાં,
રખે પડે પ્રહાર ચંડ કાલ દંડ મુષ્ટિનાં;
ન કાલ આલ જ્યાં વિશાલ સ્થાન જોઈ ચાલજે,
પ્રશાંત પૂર્ણ થાય સ્વાન્ત કાલ તત્ર ગાળજે.

[ શાર્દૂલ ]

જોને વિશ્વ વિષે હતા બહુ છતાં રહેતા ભલા ધામમાં,
રાતા તે રમણીતણા વિષયમાં માતા ઘણા કામમાં;
ખાતા સુંદર ખાદ્ય ખાંડ રસ ને આનંદથી જે અરે !
તેઓને ઝડપી કૃતાંત જલદી જો મિત્ર ! આ જાય રે !

## દુષ્ટની સોબત.



[ શિખરિણી ]

રખે કાંટા વાગે, ગમન કરતાં એક પથમાં,
હતી ભીતિ પૂરી, અરર ઉરમાં એક વખતે;
તપાસી જાવામાં હૃદય બહુધા ચોક્કસ હતું,
અને ચાલ્યો તેથી, નિજ હૃદયમાં નિશ્ચય કરી. ૧

થયું શું એ રસ્તે, અરર વદવું એ જ દુઃખ છે,
હતા કાંટા કિન્તુ નહિ નહિ પડ્યા દૃષ્ટિપથમાં;
અહો ! ખુલ્લા પાદે, બહુ ખુશી થઈ અંતર વિષે,
અરે ! ચાલ્યો ચાલ્યો, પ્રભુ તરફ દૃષ્ટિ નહિ કરી. ૨

સખા ! અશ્રુ આજે, નયનદ્વયથી હા દ્રવી પડે,
વ્યથા જે પીડે તે, અરર પગમાં શું કહીં શકું ?
થઇ ઉભો ચાલું, ખટક ખટ લાગે ખટકવા,
અરેરે ! આ કષ્ટે પ્રિય જીગર મારૂં તુટી પડે ! ૩

* * * *

[ ધન્યાશ્રી ]

સારા નહિ તે થાય, ખલ જનો, સારા નહિ તે થાય.
ફોગટ સર્વ ઉપાય, ખલ જનો, સારા નહિ તે થાય. ટેક.
સુંદર સાધુ સંગમાં રહે જો, ખલ ના સાધુ થાય. ખલ૦
કર્પૂરમાં જો મરીને રાખો, મરી તીખાશ ન જાય. ખલ૦
જળમાં પત્થર ભીનો જુઓ, ટાંકો તો અગ્નિ જણાય. ખલ૦
ચંદન સાથે કંઈ વંશ ઉગે, પણ વંશ ન ચંદન થાય. ખલ૦
જોકે પલટો બહિર બને છે, પણ અંતર ન પલટાય. ખલ૦
દંભ છે ભૂષણ ખલ જનોનું, પણ ખલતા ન છૂપાય. ખલ૦
કોટિક ઉપદેશો આપે, પણ આપ ઉપદેશ ન થાય. ખલ૦
હર્ષે મિત્રો તેથી છૂટા, થાઓ જો સમજાય. ખલ૦

* * * *

ખલથી નહિ જ છૂટાય, સજ્જનને, ખલથી નહિ જ છૂટાય;
ભલે ગભરી જવાય, સજ્જનને, ખલથી નહિ જ છૂટાય. ટેક.
ચંદ્ર પ્રિય લોકોને જ્યારે, રાહુ ગ્રહથી ગ્રહાય. સજ્જનને૦
ચંદન શીતલ જો સુખદાયક, ઝેરી સર્પો છવાય. સજ્જનને૦
લોકો પ્રેમે પંકજ ઇચ્છે, કાંટા નાલમાં થાય. સજ્જનને૦
સજ્જન એમ આનંદ જ લેતા, પિશુનથી જ પીડાય. સજ્જનને૦
છેટે રહેતા વનચર મૃગ પણ, પાછળ પારધી જાય. સજ્જનને૦
હર્ષે જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં, કોમલ ખૂબ ખુંદાય. સજ્જનને૦

* * * *

ખલ જન સાધુ થાય, સંગતિથી, (તો) ખલ જન સાધુ થાય.
ખારો દરિયો ગંગાજળથી, ગંગા સમ જો થાય. સંગતિ૦
મંડૂક જો કદા શિક્ષણ શીખી, પંકજ વાસ ના ન્હાય. સંગ૦
ગર્દભને જો ચંદન કીમત, કરતાં આવડી જાય. સંગ૦
મધુ સાથે સોમલને વાટો, સોમલ જો મધુ થાય. સંગ૦
સિક્તાકણુને પાણીમાં પીલો, જો કદા તેલ જણાય. સંગ૦
બિસતંતુથી ઉદ્ધત મદભર હસ્તી જો બંધાય. સંગ૦
આમ અનેક કંઇ યત્નોથી, જો અસાધ્ય સાધ્ય થાય. સંગ૦
પણ સજ્જન પથમાં ખલ જનને, લાવી નહિ જ શકાય. સંગ૦
ફોકટ આશા સજ્જન તેથી, છોડો જો સમજાય. સંગ૦

---

## અયોગ્ય વિષે.



[ નારાચ છંદ ]

બને કુપાત્ર ના કદા સુપાત્ર પાત્રયોગથી,
સુપાત્ર ના થશે કુપાત્ર પાત્રના વિયોગથી;
ખરે થશે ગવી નહિ ખરી ગવી નિવાસમાં,
ગવી થશે ખરી નહિ, ખરે ખરી કુપાશમાં. ૧

હજાર યત્ન જો કરો કદિ કુપાત્ર ઉપરે,
ફરે ન એક લેશ રેખ, લ્યો તપાસી આ ઉરે,
ભલે ધરે અનેક વેશ ફેર કાંઇ ફેરવી,
પરન્તુ ફેરવે ન ટેવ કોઇ રીતિ કેળવી. ૨

---

## તૃષ્ણા.



[ નારાચ છંદ ]

અરે ! મળે હજાર લાખ ક્રોડ કોઈ વાર રે,
ટળે તૃષા ન તોય તાત ચિત્તથી લગાર રે;
મળે જ જેમ તેમ તેમ ચિત્ત ધાય ધાય રે,
ન ખાઇ કાંય, હાય ! કાય તો નખાઇ જાય રે !

## શિખામણ.



[ નારાચ છંદ ]

કરો ખરાબ કાર્ય ના હરામ હાડકાં કરી,
ઠરો કુસ્થાનમાં ન મિત્ર ચિત્ત પ્રેમ આદરી;
ભૂલો ન વાકય તે કદા સ્વમુખ સત્ય ઉચ્ચરી,
રમો જુગાર જારીમાં ન દુષ્ટતા હૃદિ ધરી.

## ઉચ્ચ થવાના ઉપાયો.



[ નારાચ ]

જુઓ વિવેકથી સદા વિચાર ઉર આણીને,
વદો પવિત્ર પ્રેમયુક્ત પ્રાણી–હિતવાણીને;
કરો સદા સ્હેમવૃષ્ટિ વ્હેમદૃષ્ટિ છોડીને,
ધરો સુસંપ સર્વ સાથ સત્ય ચિત્ત ચોડીને.



## જીવનમાં આશા.



[ વસંતતિલકા. ]

ભોગી જનો જગતના અથડાય કેવા,
આશા ફરી વળી દિસે સહુ પાસ કેવી;
ખાવા મળે નહિ મળે દુઃખ ત્રાસ આપે,
તોયે અરે જીવન આ સુખરૂપ માને !

---

## અન્યોક્તિઓ.



### પ્રેમનો અનાદર.

[ શાર્દૂલવિક્રીડિત ]

રે રે ચંદ્ર ! ચકોરનાં વચનને કર્ણે ન કાં તું ધરે ?
નાવે કાં દિલ પ્રેમનો લવ તને નાવે દયા કાં ઉરે ?
આવો પ્રેમ પવિત્ર મિત્ર નિરખી, શું હર્ષ ના ઉભરે ?
હા ! હા ! પ્રેમ સદૈવ જૂઠ જગનો, આજે મને તે સ્ફુરે.

આ ખીલી નલિની પ્રહર્ષ ધરતી સીતાંશુ ! તારા કરે,
આનન્દે ક્રમશે ભલી રજની ને રોમાંચિતા થૈ અરે !
તારામાં નિજ પ્રાણને સ્થિર કરી એકાગ્ર દૃષ્ટિ ધરી,
રે કેવી પ્રિયતા ઘડી તુજ વિષે ? જો ચંદ્ર ! સામું જરી.

### આત્મભ્રમરને.

રે રે ભૃંગ ! સરોજ અન્ય તજીને શું માલતીમાં ધસે ?
શું તેમાં રસ શ્રેષ્ઠ અન્ય રસથી કે લુબ્ધ થૈ ત્યાં વસે ?
એવો પ્યાર પવિત્ર કૃત્રિમ અહો, નિઃસર્ગથી કે અરે,
ના જાણે મન આ, સખે મધુપ ! તું શી રીતથી ત્યાં ઠરે !

## આત્મહંસને.

રે રે હંસ ! પ્રવાસ શીઘ્ર કરી લે, દે આ ત્યજી સ્થાનને,
અબ્ધિ અન્ય અનેક આશ્રિત રહ્યા તારા રૂડા ભાગ્યને;
તેનાં મૌક્તિક ભાગ્યશાલી બનવા, તલ્પી રહ્યાં છે અરે,
તે માટે ઉડી જા તહીં ઝડપથી, કાં વાર વીરા કરે ?

*    *    *    *

ચાલે સુંદર હંસ મંદ ગતિથી અત્યંત આણી રતિ,
ચાલો તેમ ભલે, વિચિત્ર નથી તે, સ્વાભાવિકા છે ગતિ;
ચાલે છે બક ધૂર્ત તેવી ગતિથી દૂષિત દૃષ્ટિ કરી,
પીડે છે સહવાસી મિત્ર મનને પાપે મતિને ભરી.

*    *    *    *

રે રે હંસ ! વિચાર આજ ઉરમાં, ના તેવી તારી ગતિ,
ઈચ્છી લે તું ભવિષ્યમાં, તુજ બને નૈસર્ગિકી સદ્રતિ,
તારૂં સ્થાન વિશાળ સ્તુત્ય જગમાં છે ખ્યાતિવાળું સદા,
રે' તેમાં સુપવિત્ર રીત ધરીને આનંદ પામું તદા.

## ચક્રવાકને.

[ હરિગીત ]

અતિચંડ રશ્મિ હજાર ધારક અસ્તતા પામી ગયો,
ઉલ્લંઘવા તે દૈવને પણ શક્તિમાન નહીં થયો;
હે ચક્ર ! તેથી શોક જવાળા દે તજી ધીરજ ધરી,
અતિ પ્રબલ આપદ અબ્ધિને ધીરા સદા જાયે તરી.

## શુકને.

[ શિખરિણી ]

અરે ! આ ઉદ્યાને વિહગ ખળ આ દ્રોણ કરટ,
કરે શબ્દો ભારે કટુ કટુક હા ! હા ! પ્રતિક્ષણ;

સખા ! તેથી આજે સુદૃઢ કર વાચા શુક ગુણી !
નહિ થાશે મૌને ગુણરહિત, જે છે ગુણગણી.

* * * *

[ ઉપજાતિ ]

નભોવિહારી ખગ સૌ સ્વતંત્ર,
રમે, ઉડે, દોડત અત્ર તત્ર,
તેમાં તને બંધન. કીર ! થાય,
મિષ્ટા ગિરાનું ફળ તે જણાય.

**બગલાને.**

[ શાર્દૂલવિક્રીડિત ]

દેખી શ્વેત સુવર્ણ ને નમનથી બેઠેલ ગંગાતીરે,
જાણી હંસ પવિત્ર ઉત્તમ લીધો પ્રીતિથી મેં તો શિરે;
પાળ્યો પ્યાર સુપૂર્ણ ચિત્ત ધરીને ચારો નીર્યો મોતીનો,
હા ! હા ! છે નહિ હંસ, કિન્તુ બગલો, પક્ષી ઠગારો પુરો.

**કરીરને.**

કીધું પાન યથેષ્ટ કેસરતણા મુકુલમાં હર્ષથી,
રાત્રિ પૂર્ણ કરી શશાંકધવલા પદ્મા વિષે તર્ષથી;
હાથીના મદ મ્લાનની નિકટમાં રે'વું ઘણું રે કર્યું,
તેવો સ્વાદ નહીં કરીર ! તુજમાં, ના ચિત્ત તેથી ઠર્યું.

* * * *

જેણે રક્ત અશોક જાઈ જુઇમાં પીધું મધુ પ્રેમથી,
કીધો વાસ સુગંધી ચંદનતણા ખંડે વળી ક્ષેમેથી;
ને જે કુંજરકર્ણતાડિત છતાં કુંભસ્થળોમાં ધસે,
શું તે ભૃંગ યુવા કરીરવિટપે આનંદને પામશે ?

### ચાતકને.

[ શાર્દૂલ ]

રે રે ચાતક ! સાવધાન મનથી રહેજે હું આજે કહું,
છે મેઘો ગગને બહુ પણ અહો ! ના મિત્ર તેવા સહુ;
કોઈ મેઘ કરે જલાર્દ્ર ધરણી, કોઈ વૃથા ગાજતા,
દેખી ડાળ વિશેષ દીન મનથી, ના બોલ વાણી તથા.

### ભૃંગને.

[ માલિની ]

ક્ષણ મધુપ કદમ્બે પ્રેમ આસક્ત રે'તો,
ક્ષણ વળી તજી તેને આમ્રમાં ચિત્ત દેતો;
ક્ષણ વળી કમળોમાં તે ત્યજી પ્યાર આણે,
અતિ પરિચય દ્વેષી ના રહે એક સ્થાને.

*          *          *          *

[ હરિગીત ]

સુમધુર ગંધવતી વળી શુભ વર્ણવાળી શોભતી,
ગણી પુષ્પ પેલી કેતકીમાં અલિ પડયો લાલચવતી;
ત્યાં ધૂળથી અંધો થયો, પાંખોય છેદાઇ ગઇ,
રે ! રે સખે ! જાવાની તો નહિ શક્તિ તેની લવ રહી.

*          *          *          *

[ શાર્દૂલ ]

ના ચાહે લવ મલ્લિને મન વિષે, ના હસ્તીના કુંભને,
ચારૂ ચંદનને કદાપિ ત્યમ ના ઇચ્છે વળી એ મને;
સ્વારૂપિક સ્વજાતિ માનસ વિષે આનંદકારી પ્રિયા,
ધ્યાતો ભૃંગ સુવા નિવૃત્તિપદને પામ્યો તજી વિક્રિયા.

*          *          *          *

સુગન્ધા નવમલ્લિકા મધુપ તો ચાલ્યો તજી જૂઇમાં,
તેને શીઘ્ર તજી ગયો મલયજે પેઠો પછી કંજમાં;
બંધાયો વળી ત્યાં નિશાકરથકી વેગે અહો ! મંદધી,
રૂએ હાય અપાર નિજ મનમાં, રે રે! કર્યું શું વિધિ ?!

* * * *

ઉદ્યાને તરૂઓ બધાં બળી ગયાં, ભોળા અલિ! અગ્નિથી?
ઉખેડયાં વન હસ્તીએ કમલનાં કે શું સખે શીઘ્રથી ?
કે શું કાલમૃગારિના ભયથી તેં છોડયા કરિ-કુંભને?
આવ્યો ભૃંગ અહો! અહીં કરીરના નિર્ધન્ય આવા વને?

## કૃત્રિમ કોકિલા પ્રતિ.

જાતાં કાનન મધ્યમાં સુમધુરી કર્ણે સુણી મેં ગિરા,
છે એ કોકિલ એમ ધ્યાર મનમાં આવ્યો મને રે ધીરા !
પાળી કાંચનના સુપિંજર વિષે માણિક્ય ચાંચે જડી,
જોતાં કર્મ ન કોકિલા, પ્રિય સખે! જાણી નકી કાગડી !

## કેતકી પ્રતિ.

રે ! રે ! કેતકી પત્ર કંટકવતી વીંટાઇ સર્વે ગયાં,
વાર્તા ના મધુની અહો! રજકણો દેખાવ આપ્યે રહ્યાં;
તોયે આ રસીલો મધુપ મૂરખો તારા વિષે જો ધસે,
જૂએ ના લવ દૂષણો તુજ વિષે પ્રાબલ્ય ઇચ્છા વશે !

## બ્રહ્મ પ્રતિ.

રે રે ! ધાત કલંક કે ન મનિષા કે ભાંગ પીધી ખરી,
કસ્તુરી તૃણચારી જે હરિણના નાભી વિષે તેં કરી;
કીધી હોત સમગ્ર દુર્જનતણા જીહ્વા મેળે જો કદા,
તો તારો ઉપકાર થાત બહુધા ને કીર્તિ થાતે તદા.

## ચંદન પ્રતિ.

રે રે ! ચંદન મિત્ર ! આ વિપિનમાં રે'વું ઘટે ના તને,
છે અત્યંત અસાર દુષ્ટ મનના વંશો ખરે ! આ વને;
માંહોમાંહિ નિઘર્ષથી દહનની જ્વાળા વળી તે કરી,
બાળે તે, પ્રિય મિત્ર ! સર્વ વનને, દુર્બુદ્ધિ ચિત્તે ધરી.

*　　　*　　　*　　　*

[ વસંતતિલકા ]

આકાશને ગળી જતા ત્રિદિવે અડેલા,
એવા ઘણા મહીરૂહો વનમાં રહેલા;
તોયે મનુષ્યગણુના ચિત્તમાં અપાર,
આનંદ વૃંદ તું જ ચંદન ! આપનાર. ૨

*　　　*　　　*　　　*

[ મંદાક્રાંતા ]

કોઇ કાન્તામુદદ વિટપી કોઈ છે ચિત્તહારી,
કોઈ વૃક્ષો તપનકરની પીડને શાન્તિકારી;
માનું ધન્ય મલયજ તને ! આત્મનો નાશ થાતાં,
કે ટાળે છે સકળ જનના તાપ તું સૌખ્યદાતા. ૩

*　　　*　　　*　　　*

[ શાર્દૂલ ]

રે રે ચંદન ! ભ્રાત પ્રિય ! તુજને આજે હવે શું કહું ?
રક્ષાર્થે નિજ ગંધની ફણિધરો ઝેરી ધર્યાં તેં બહુ;
દૈવાત્ જો ફળ પુષ્પ હોત તુજને, ત્યારે શું થાતે અરે !
જાણું તે ન વિશેષ શું કરત તું પોતાની રક્ષાર્થ રે ! ૪

*　　　*　　　*　　　*

[ ઉપજાતિ ]

જુઓ સ્વયંભૂ ફળ પુષ્પવાળાં,
વૃક્ષો બનાવે અતીશે રસાળાં;

કર્પૂરને તો ફળ પુષ્પ ના છે,
તથાપિ તેમાં જન પ્રેમ ધારે. ૫

*　　*　　*　　*

( વસંતતિલકા ]

રે ! ગંધસાર ! મહિમાં તુજને વખાણું,
તુંથી અધિક જગમાં નહિ કોઈ જાણું;
વર્ષાવતા વિષધરો વિષને તથાપિ,
પોષે અહો ! પરિમળે સમદૃષ્ટિ સ્થાપી. ૬

*　　*　　*　　*

પાટીર સુંદર અહો ! તવ રીતિ આવી,
શીખે કહો જન કયો મન હર્ષ લાવી ?
બાળે ઘસે વળી નરો તુજ દેહ કાપે,
તોયે સુગંધ ગુણથી બહુ પુષ્ટિ આપે. ૭

## આમ્રપ્રતિ.

[ શાર્દૂલ ]

રે રે ! આમ્ર રસાલ ! આ રસિકતા કેવી કરી ઇશ્વરે ?
આપ્યો કોઈ અમૂલ્ય સ્વાદુ રસને તારા વિષે જો અરે !
તેવો ના રસ ચંદ્ર ચંદન વિષે, કસ્તૂરિકામાં નથી,
રે રે મિત્ર ! અગાધ ગુણ તુજમાં છે તે ન જાયે કથી. ૧

*　　*　　*　　*

ક્રોડા હાસ્ય વિલાસ કૌતુક રસે લોલાક્ષીઓ સુન્દરી,
છેદે પલ્લવ કર્ણમંડન મિષે રે આમ્ર ! હર્ષે કરી;
શોભા નાયક આમ્ર ! સર્વ તરૂમાં ને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે,
છે સાથી તુજ મિત્ર ચાર પણ તે તારાથી તો હેઠ છે. ૨

કોઇ પલ્લવયુક્ત વૃક્ષ વનમાં, ના કોઈને પુષ્પ છે,
છે જો પુષ્પ સમેત તો ફળ વિના કોઈ અરે ! વૃક્ષ છે;
સર્વોપેત પવિત્ર તોય તુજમાં સામર્થ્ય દેખું ઘણું,
જીતાડયો સહચારી થૈ મદનને તે શું ન તારાપણું ? ૩

*  *  *  *

[ વસંતતિલકા ]

રે આમ્ર ! જ્યાં તુજ ફળો ઉદયાસ્ય પામે,
ઘેરાય છે તદ તું કંટક વૃંદ ગ્રામે;
છાયા અલભ્ય થઇ ત્યાં ફળની શી વાત,
રે ! નિષ્ફલે પ્રમુદદાયક છે જ ભ્રાત ! ૪

*  *  *  *

[ ઉપજાતિ ]

શોધ્યા બહુ કાનન ને ઉદ્યાન,
દીઠા અરે ! તેમ તરૂ પ્રધાન;
રે આમ્ર ! ઝાઝું વદવું જ શાને ?
હું ભૃંગ પામ્યો ન તવોપમાને. ૫

*  *  *  *

[ શાર્દૂલ ]

રે રે ! ગર્વ કરીશ ના શરકરા ! રાજા તને જાણતા,
સ્વપ્ને દીઠી ન દીન નિર્ધન જને દુર્ભાગ્ય તે માનતા;
છું હું આમ્ર રસાળ મર્ત્યગણને આનંદકારી અરે !
સેવો શું ગુણ, શર્કરે ! તુજ વિષે ? ના, ના, જરા ના મળે. ૬

## કામદેવ પ્રતિ.

[ શિખરિણી ]

જટા ના, આ વેણી, રચિત કચવીથી ગરલ ના,
ગળે છે કસ્તૂરી, કુસુમજ શિરે, ના શશિકળા;
નથી ભૂતિ અંગે પ્રિય વિરહથી જન્મી સિતતા,
અરે ! સ્થાણુ ભ્રાંતે કુસુમશર ! પીડે કિમ વૃથા ?

## ધનાઢ્ય કૃપણ પ્રતિ.

[ શાર્દૂલ ]

રે રે ! હેમગિરીશ ! તે પ્રિય વપુ હોતાં કહે શું થયું ?
ઉગેલા તુજ પાર્શ્વના તરૂ તણું દીનત્વ તેથી ગયું ?
જો ! હર્ષે મલયાચલે મલયમાં ઊગેલ તે વૃક્ષને,
કીધા ચંદન તત્ત્વ નિજ અરપી ઔદાર્ય લાવી મને.

---

## મોહનિદ્રામાંથી જાગ !



[ ડાકડમાક છોડી ચાલવું, ઢોલ વાગશે સહી રાહ ]

એક દિવસ ભાઈ ચાલવું, છોડી સહુ સંસાર,
કાળ અચાનક આવતાં, નહિ કોઇ સાથે થનાર,
એક દિવસ ભાઇ ચાલવું. ૧
માતપિતા સગાં બાંધવા, પુત્રો ને પરિવાર,
સાથ ન આવવા એ કહે, જોઈ રહ્યા દેદાર. એક૦ ૨
ગદ ગદ વાણીએ કામિની, નાંખે અશ્રુ અપાર,
અનન્ય પ્રેમથી બોલીને, કરતી તે પોકાર. એક૦ ૩

કુલભૂષણ હૃદય મોહના, સર્વ ચિત્ત આધાર,
પણ સાથે ન આવે એ પ્રિયા, જરૂર હૃદય વિચાર. એક૦ ૪

સ્નેહી ઘણો અંતર મિત્ર જે, સર્વ સ્નેહ આધાર,
પણ ચિતામાં બળવા ના ચહે, જીગર તેનું લગાર. એક૦ ૫

જૂઠાં સર્વે એ સગપણો, જૂઠો એ પરિવાર,
સત્ય ધર્મ જિન દેવનો, બીજો કો ન આધાર. એક૦ ૬

સત્ય સુખ જીવ પામવા, મોહનિંદથી જાગ,
હર્ષ આણી પ્રાણી લે ભજી, પ્રભુ શ્રી વીતરાગ. એક૦ ૭

## હૃદયોર્મિ.



[ મારા હૈયા કેરા હાર નજર ક્યં આવને રે—એ રાગ ]

સ્વરૂપ ઇચ્છક ! દે દૃષ્ટિ યોગવિચારમાં રે,
તજી દઈ સૃષ્ટિ વૃષ્ટિ કર નિજ વિસ્તારમાં રે. ટેક.

ઇત ઉત ભ્રમણ વેગ તજીને, શાંતપણાથી સ્થૈર્ય સજીને;
ધર વૃત્તિ શીઘ્ર સ્વ સ્વરૂપાધારમાં રે. સ્વ૦ ૧

પ્રભુચિંતનમાં પ્રેમ લગાડી, નિજ વૃત્તિમાં થા તું અગાડી;
આ ઘટના કોઈ ન્યારી જો હૃદયાગારમાં રે. સ્વ૦ ૨

આપ પુરૂષાર્થ લે તું જગાવી, જો શક્તિ નિજ સાંમી આવી;
લે તું વધાવી હર્ષે હસ્ત પ્રસારમાં રે. સ્વ૦ ૩

દુર્ગુણ ગાઢ પંક નિવારી, અમૂલ્ય તત્ત્વના તત્ત્વ વિચારી;
લે શોધી સદ્ગુણ સર્વ સુસારમાં રે. સ્વ૦ ૪

અત્યુજ્વલ ત્યાં પ્રભા પ્રકાશે, હર્ષે સરિતા વહે ઉલ્લાસે;
એ સમ સુખ ન ભાસે અન્ય પ્રકારમાં રે. સ્વ૦ ૫

સચ્ચિન્મય ત્યાં આનંદ ભાળી, અન્ય દૃશ્યથી દૃષ્ટિ ટાળી;
રહે નિહાળી ચિત્ત ચિન્મયાકારમાં રે. સ્વ૦ ૬

* * * *

ક્યારે અંતરના ઉદ્ગાર પ્રભુને સંભારશે રે,

થઇ અન્ય વૃત્તિથી વિવિક્ત સ્વરૂપ વિચારશે રે. ટેક.

ભય વિસ્તીર્ણ વૃત્તિથી ત્રાસી, સદ્ગુણ સંયમનો થઈ વાસી;
અન્ય અકર્ત્તવ્ય ક્યારે સર્વ વિસારશે રે ? ક્યારે૦ ૧

કર્ત્તવ્ય કૃતિમાં વૃત્તિ વધારી, સન્મતિજન્ય સિદ્ધિ સંભારી;
સમગ્રોપકૃતિમાં ક્યારે દૃષ્ટિ પ્રસારશે રે ? ક્યારે૦ ૨

દૃશ્ય વિષે દૃશ્યત્વજ છોડી, લક્ષ્ય વૃત્તિ અલક્ષ્યમાં જોડી;
સર્વ વૃત્તિને ક્યારે એકત્ર ધારશે રે ? ક્યારે૦ ૩

દુર્ગમ્યકૃત વિઘ્ન નિવારી, ક્યારે સ્વસાધક સંભારી;
હૃન્મંદિર ઉદ્ઘાટન ક્રમ પ્રહારશે રે ? ક્યારે૦ ૪

વિશુદ્ધ તન્નિષ્ઠ તત્ત્વ નિહાળી, અત્યુજ્વલ ત્યાં ધ્યેયને ભાળી;
સોહં સોહં ક્યારે હૃદય ઉદ્ગારશે રે ? ક્યારે૦ ૫

સચ્ચિન્મય ત્યાં વૃત્તિ બનાવી, અન્ય સ્વરૂપ સમગ્ર તજાવી;
હર્ષ હર્ષ ક્યારે સર્વત્ર નિસ્તારશે રે ? ક્યારે૦ ૬

* * *

[ ઓધવજી સંદેશો—એ લય ]

અહો ! એવી ઉરઃસ્થિતિ આવી નહિ,
જેથી હોયે સર્વ સંબંધ નિબ્બંધ જો;
શોક ન થાયે સન્મિત્રો જાતાં જરા,
દહે ન અંતર્ એ વિયોગી વિબંધ જો. અહો૦ ૧

માન સ્ફુરે ના સન્માન હોતાં અરે,
પામું પણ ના ચિત્ત ક્ષોભક આલ્હાદ જો;
રક્ત ન થાયે કોણ જરા ચક્ષુતણો,
હોતાં નજદીક અપમાનિક આઘાત જો. અહો૦ ૨

મોહ અંકુરો ઉદયત્વે આવે નહિ,
પ્રભુ સમીપ જ્યાં દૃષ્ટિતણો સંન્યાસ જો;
ત્રાસ ન અંતર્ ત્રાસક સંનિકર્ષતા,
હોયે જ્યાં તે પરમ સ્વરૂપ વિલાસ જો. અહો૦ ૩

તૃણવત્ માનું એવા સર્વ પદાર્થને,
દેખી ચિત્ત જ્યાં ઈષત્ ના લોભાય જો;
નિજ મધ્યસ્થ હૃદય અવલંબી રહે,
સાત્વિક કેરો જ્યાં પ્રકાશ પમાય જો. અહો૦ ૪

જ્યાં જ્યાં ત્યાં ત્યાં એ સવ સ્વભાવતા,
હોયે એમ અંતર્ તાત્વિક ખ્યાલ જો;
શુદ્ધ સ્વારૂપિક વૃત્તિ જ્યાં આવી રહે,
ભાસે ત્યાં કોઈ આત્મસ્વરૂપ વિશાળ જો. અહો૦ ૫

* * *

[ પાણીમેં મીન પ્યાસી–એ લય ]

દે તું શોક વિસારી, જો હૃદયંગમ સ્થિતિ વિચારી રે. એ ટેક.
ભય કમ્પાદિક જે દુઃખદાયક, તુજ વિણુ શકે કોણુ ટાળી રે,
અન્ય સુરૂપમાં શું મતિ દે છે, જો સત્ સ્વરૂપ અવિકારી રે.
ઇચ્છિત સ્થિતિને પ્રાપ્ય તું છે, શીદ વૃત્તિ ઔદાસીન્ય ધારી રે;
કૃત્રિમ વ્યાઘ્ર કાગળનો દેખી, શું બેઠો તું હીંમત હારી રે!
શક્ય પ્રવેશવા છે તું સૌમાં, જો દિવ્ય દૃષ્ટિ તું પ્રસારી રે;
સમગ્ર સ્થિતિ તુજ પાર્શ્વને સેવે, લે અનાહત વૃત્તિ સંભારી રે.
અધિક અધિકતમ સૌમાં તું છે, તુજ શક્તિ અગમ્ય અપારી રે;
સત્ ચિત્ હર્ષિત આનંદ ચિત્તમાં દે સર્વસ્વથી નિવારી રે.

---

## ઉપદેશકો પ્રતિ.



ભાઇ ભાઈ રે! કેમ બૂઝવશો લોકો ?
પાડી અંતર્ દશાની પોકો રે,
ભાઈ ભાઇ રે! કેમ બૂઝવશો લોકો ? ટેક.

નથી શુદ્ધ સમજુતી અંગે,
નથી સજ્જન સારા સંગે,
જેમ ફાવે તેમ ચાલો રંગે રે. ભાઈ ભાઈ રે૦ ૧

બહુ દેશ વિદેશે ચાલો,
નિજ ઈચ્છિત વિધિ પાળો,
બહુ રીતિ મહોટાઈથી મહાલો રે. ભાઇ ભાઇ રે૦ ૨

નથી ઉગી વૈરાગ્યની વેલી,
નથી ખટપટ ક્રીડા મેલી,
નાંખી સદ્‌વૃત્તિ બધી રેલી રે. ભાઈ ભાઇ રે૦ ૩

નથી જ્ઞાન રહસ્યના ભાલા,
છો પાપ પ્રપંચના પાળા,
કેવળ ઉંધું અતું કરવાવાળા રે. ભાઈ ભાઇ રે૦ ૪

નથી સદ્‌ગુણ શ્રેણી ઝાલી,
નથી અંતર્ દશા લેશ વહાલી,
રહે બાહ્ય વૃત્તિ નિત્ય ચાલી રે. ભાઈ ભાઇ રે૦ ૫

નથી શુદ્ધ ધર્મમાં પ્રીતિ,
નથી સાત્વિક સજ્જન રીતિ,
બહુ વધી પડી અનીતિ રે. ભાઇ ભાઇ રે૦ ૬

નથી ભવની ભીતિ થાતી,
ચિત્ત તૃષ્ણા વધતી જાતી,
બુદ્ધિ રહી છે પરમાં રાતી રે. ભાઇ ભાઈ રે૦ ૭

મોહ માયામાં મનડું રહે છે.
વાતો એક બીજાને કહે છે,
લોકાપવાદ નહિ ધરે છે રે. ભાઇ ભાઈ રે૦ ૮

બોધ આપીને ઠાઠ બહુ રાખે,
અંતર્ હેડું ઉખેડી નાંખે,
વાર્તાલાપનો સ્વાદ પછી ચાખે રે. ભાઈ ભાઇ રે૦ ૯

વૈરાગ્યધારાથી દેશના આપે.
સુંદર કૃતિથી સદ્‌બોધ સ્થાપે,
પણ પોતાનાં પાપ ન કાપે રે. ભાઈ ભાઈ રે૦ ૧૦

કોઈ યુક્તિ પ્રયુક્તિ લગાવે,
પોતે શાણા થઇ હિત જણાવે,
પણ નિજ હિત સૂઝી ન આવે. ભાઇ ભાઈ રે૦ ૧૧

ક્ષણ હર્ષ ન ચિત્તમાં પામું,
વિશેષ કે'તાં તો દુઃખ થાય સામું,
જેમ તેમ કરી મનને વિરામું રે. ભાઈ ભાઇ રે૦ ૧૨

## હિતવિચાર.



[ રઘુપતિ રામ—એ લય ]

સખા મારા ! હિત વિચારો રે,
પ્રેમે નિર્મળ સન્મતિ ધારો રે;
કાંઈ પ્રવૃત્તિ બાહ્ય નિવારો,
ભલા થઈ ભ્રાત સાંભળો આજે રે. એ ટેક. ૧

સખા ! ક્ષમા દયા શુભ વેલી રે,
નીતિ ન્યાય તંતુથી મઢેલી રે;
કર તેમાં તું સુંદર કેલી. ભલા૦ ૨

સખા ! સજ્જન સંગતિ સારી રે,
જેને સાત્વિક વૃત્તિ છે પ્યારી રે;
વસ તેમાં તું સત્ત્વ વિચારી. ભલા૦ ૩

સખા ! અનુભવ સુંદર શાળા રે,
તેમાં સદ્ગુણ વાંચનમાળા રે;
તેને વાંચ તું હર્ષથી વ્હાલા. ભલા૦ ૪

સખા ! વિનય વિવેકના તરુણુ રે,
જેમાં પડે ન દુર્બુદ્ધિ અંણુ રે;
શોભે અપમલ જેવા કરુણુ. ભલા૦ ૫

સખા ! આનંદે વસવું તેમાં રે,
ક્લેશ દોષ નથી લવ જેમાં રે;
પૂર્ણ પ્રેમ જમાવ તું એમાં. ભલા૦ ૬

સખા ! નિઃસ્પૃહી ગુરૂને શોધો રે,
તેના બોધે હૃદયને બોધો રે;
કાંઈ મારો માયિક યોદ્ધો. ભલા૦ ૭

સખા ! નિષ્પ્રાપંચિક પ્રીતિ રે,
કરવી સહુથી રાખી સુરીતિ રે;
દૂષિત થાય નહિ જેમ નીતિ. ભલા૦ ૮

સખા ! વર્તન એવું જ ધારો રે,
કાય ગીરાને સ્વાન્ત પ્રચારો રે;
જેમ સુધરે તેમ સુધારો. ભલા૦ ૯

સખા પ્રસિદ્ધ પંથે ચાલો રે,
બહુ પુરૂષોને જે છે વ્હાલો રે;
હર્ષાનંદે ત્યાં દિનનિશ મ્હાલો. ભલા૦ ૧૦

## મુસાફર! ચાલ્યો જા!



[ પોપટ પિંજર નથી તારૂં—એ રાહ. ]

તું સુજ્ઞ અહિં શીદ આવ્યો, તને કોણે સંદેશો કહાવ્યો ? ટેક.
સ્વાર્થ હતો શો ભાઇ તારે, શું દેખી લલચાયો;
કે આ દારૂણ દુઃખની મધ્યે, જેથી તું સપડાયો ? તું સુજ્ઞ૦ ૧
રસ્તે જાતાં પંથ ભૂલ્યો કે, કોઇએ તને ભમાવ્યો ?
કે ભોળા રે કોઈ સુગંધી, લેવા અહીં તું આવ્યો ? તું સુજ્ઞ૦ ૨
ત્રાસભરેલો આ વગડો છે, વ્યાઘ્ર વરૂથી વાહ્યો;
શું સુખ પામીશ આમાં બાંધવ ? સમજ હવે થઈ ડાહ્યો. તું સુજ્ઞ૦ ૩
રે આ દુઃખભરેલા સ્થળમાં, શું જોઇ તું ધાયો ?
પ્રાણ જતા રહેશે પથ તુંથી શોધી જો ન શકાયો. તું સુજ્ઞ૦ ૪
જેમ બને તેમ મૂકી દે તું, આ સ્થળનો પડછાયો;
હર્ષ થશે તો તુજ અંતરમાં, પ્રિય રસ્તો જો પમાયો. તું સુજ્ઞ૦ ૫

---

## મુનિ પ્રત્યે.



[ શાન્ત સુધારસ પીજીએ—એ રાહ. ]

મુનિ! વિચાર તું અંતરે, ભવસ્વરૂપી એ સહુ પાશ રે;
નહિ તે તારા એ બધા, મિથ્યા રાખે શું આશ રે. મુનિ૦ ૧
ભવજળનિધિમાં તું ભલો, છે વિશ્વનો વાહક પોત રે;
નહિ તું સમ અન્ય કોઈ છે, સમ્યક્ દૃષ્ટિથી તે ગોત રે. મુનિ૦ ૨

સિંહ સ્વરૂપી તુજ દશા, જો અંતરની માંય રે;
રખે બીચારો તું બને, જોઈ માયાની છાંય રે. મુનિ૦ ૩
વસતી શય્યા ને પરિજને, શાને ધરે તું અંતર મોહ રે;
એનાં પરિણામો આવતાં, વધશે ભવતણો તુજ ઓહ રે. મુનિ૦ ૪
એકાકી તું નિઃસ્પૃહી, વળી સહુ બંધનની બહારરે;
કહું તેથી હું તુજને, શાને તજે ન દોષિક ધાર રે. મુનિ૦ ૫

## શ્રી વીરને વિનતિ.



[ ઢાળ ]

શ્રી વીર વિનંતી સાંભળો, હૃદય ચહે તુજ પાદ, લલના,
શરણ્ય જીવન આ જીવનું, પામ્યે પૂર્ણ આહ્લાદ. લલના. ૧
પણ પામું એ કઇ રીતે, ને આનંદ ઉર ઉભરાય, લલના.
કિન્તુ પ્રત્યુહ છે બહુ, જે દુઃખ આગળ થાય. લલના. ૨
ક્ષણ ક્ષણ શોક આવી પડે, દેખી ચિત્ર સંયોગ, લલના.
ક્ષણ ક્ષણ હર્ષ ઉભરે, કુદરતી થાતા યોગ. લલના. ૩
આંતર રતિ અરતિમાં, ભિન્ન ભિન્ન થાય વિચાર, લલના.
હાસ્ય અનહદ ઉપડે, દેખી કર્મ પ્રકાર. લલના. ૪
મનઃ સંકલ્પ વેદનું, ઉદ્ભૂત વિચિત્ર સ્વરૂપ, લલના.
વ્રીડા પીડા કદર્થના, ઉદ્ધત દુઃખ અનુપ. લલના. ૫
કૃતિ સ્વરૂપ અનેકધા, ભિન્ન ભિન્ન વૃત્તિ વિકાર, લલના.
યથાતથ્ય વિચારતાં, તદ્દન જૂદો દેદાર. લલના. ૬

અનિષ્ટ દૃશ્ય આવતાં, થાય જુગુપ્સા અપાર, લલના.
આંખલડી ધિક્ વૃત્તિથી, જુએ વસ્તુ પ્રકાર. લલના. ૭
અહર્નિશ વૃત્તિ સ્વાર્થમાં, ભિન્ન ભિન્ન થાય કષાય, લલના.
યોગ પ્રયોગ ઉપાસના, માત્ર તેમાં વ્યવસાય. લલના. ૮
આમ અનેક દોષ ગુપ્તમાં બહિર અનેકાનેક, લલના.
કઇ રીતે ત્યજી હું શકું, પામું કેમ વિવેક ? લલના. ૯
આમ મોહ સ્વરૂપનો, ગહન ચિત્ર સ્વભાવ, લલના.
અનહદ સામર્થ્ય તાહરૂં, જે મૂક્યો પરભાવ. લલના. ૧૦
ઉચ્ચ પૌરૂષ વિશિષ્ટ એ, જો પ્રેરો નિજ તત્ત્વ, લલના.
અનવધિ હર્ષાનંદનો, પ્રસરે સહજ સત્ત્વ. લલના. ૧૧

## વિજ્ઞપ્તિ.



[ શિખરિણી. ]

નથી કીધી થોડી તકસીર, અહા ! મેં ઉર થકી,
નથી તેવી રે રે, હૃદયગત વૃત્તિ પણ કરી;
પ્રભો ! તોએ શાને, મમ હૃદયને ત્રાસ કરવા,
વદે શંકા લાવી, પરહૃદયનો મર્મ કલપી ! ૧
રડે ઉંડું તેથી મમ હૃદય આજે પ્રિય પ્રભો !
કહું શું હું ઝાઝું કદી શ્રવણ આવું નથી થયું.
તથાપિ પ્રીત્યર્થે કટુક વદવા એ હૃદયને,
રહી છે ઇચ્છા તો સહન કરીશું ઇષ્ટ ગણીને. ૨

# મન-મધુપને.



[ મન લગાર જુઓ વિચારી રાયજી—એ રાહ. ]

મન મધુપ ! શું જ્યાં ત્યાં દોડી જાયજી,
કમલિની ગત એ સુષ્ઠુ વાત ન વાયજી,
કુટજ પુષ્પના રસમાં શું લલચાયજી,
ઉત્તમ ભૃંગને કદી નહિ સોહાયજી. ટેક.
અનુપમ મધુને ધારતી, સુંદર કમલિની જાત;
જગ જાણે સૌ ખ્યાત,
જે છોડી મૂર્ખ ગણાવા ધાયજી. ઉત્તમ૦ ૧
શશાંકધવલા રાત્રિમાં, પ્રસરે કમલિની વાસ;
ઠરે હૃદય ઉચ્છ્વાસ,
અનુભવ શાન્તિના જ્યાં વાયરા વાયજી. ઉત્તમ૦ ૨
કમલિનીજ મકરન્દથી, સુંદર આત્મને પોષ;
ધરી પૂર્ણ સંતોષ,
દે તજી દુઃખદ લાલસા લ્હાયજી. ઉત્તમ૦ ૩
સ્વસુખ પૂર્ણ એહમાં, ધર તેમાં તું પ્યાર;
કરો ગુંજ વિહાર,
જ્યાં હર્ષાનંદ અહર્નિશ પમાયજી. ઉત્તમ૦ ૪



# પ્રદેશી રાજા અને કેશી મુનિ.



[ નિંદડી નાહ નિવારીએ—એ રાહ. ]

ચિત્ત પ્રદેશી ચાલીયા, સંકેત પૂર્વ હો અશ્વક્રીડા કાજ કે,
બહિર ઉદ્યાને આવતાં, દીઠો તીહાં હો નવીન પુરૂષ સમાજ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧

ચમકી ચિત્તને પૂછતાં, જાવાયોગ્ય હો હે રાજન એહ કે,
શ્રવણે સુણી હર્ષિત થયો, આવ્યા વેગે હો બન્ને ધારી સ્નેહ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૨

અનમ્ય પ્રદેશી બેસીઓ, અપ્રણમી હો પૂછે નિજ વાત કે,
શું જીવ શરીરથી ભિન્ન છે, કે ઉપદેશો હો કલ્પિત અવદાત કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૩

જો જીવ હોયે તુમ મતે, મુજ પિતા હો ગયા નરકમાંહિ કે,
કહેવા કાં નહિ આવીયા, પુત્ર કરીશ હો નહિ પાપ તું આંહિ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૪

ઉત્તર કેશી એમ કહે, કો વિલસે તવ પ્રિયાની સાથ કે,
શું છોડે દેખી તેહને, ફાંસી દેતાં હો કહેવા નિજ બ્રાત કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૫

પ્રદેશી એવું બોલીયો, ના છોડું હો કદી ક્ષણ માત્ર કે,
તેમજ તારા બાપને, પરમાધર્મિ હો ન આપે વિશ્રાંત કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૬

કાં ના કહે જો એમ છે, મુજ દાદી હો હશે દેવગ્રામ કે,
વત્સ સુખ છે પુન્યથી, અહો મળશે હો ઉંચા દેવધામ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૭

સ્નાન કરી દેવ કુળમાં, જતો કોઈ હો રાખી શુદ્ધ પાદ કે,
વચમાં ભંગી સાથ શું, કદી કરશે હો ક્ષણ વાત સંવાદ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૮

લોહમય કોઠીમાં ચોરને, પૂર્યો કયાંથી હો ગયો તેહનો જીવ કે,
ઉંડા આવાસ બંધથી, બહિર આવે હો થતું સંગીત તીવ્ર કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૯

જીવ વિના તેમ ચોરમાં, કીડા દીઠા હો લોહ કોઠીની માંહિ કે,
પ્રત્યક્ષ લોહના ગોલકે, અગ્નિ પેસે હો પણ છીદ્ર જો નાહિ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૦

સબલ યુવાન નીરોગીઓ, એકી વખતે ફેંકે પંચબાણ કે,
તેમ જો ફેંકે નિર્બળો, તો માનું હો પ્રભો જીવ પ્રમાણ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૧

પ્રદેશી પ્રતિ બોલીયા, એ તો દીસે હો સાધનનું નૂર કે,
જીર્ણ ધનુષથી તીર કો, કદી ફેંકે હો કહો શું જાશે દૂર કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૨

તરૂણ પુરૂષ જેમ લોહને, ઉઠાવે હો શું વૃદ્ધથી શું થાય કે,
નવ્ય જીર્ણ કાવડ તણા, દૃષ્ટાંતે હો ખુલ્લું સમજાય કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૩

છેદ વિના પ્રભો ચોરને, તોળ્યો હો થયો સમ પ્રમાણ કે,
ખાલી કે પવને ભરી, તોળ્યે થાશે હો ચર્મ દતિ સમાન કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૪

જીવને જોવા ચોરના, કીધા સ્વામિન્ હો શત સહસ્ર ખંડ કે,
પત્તો ન લાગ્યો જીવનો, હા હા તું તો હો મહા મૂર્ખ ઘમંડ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૫

અરણ્યમાં એક ઈસમે, તારી માફક હો અગ્નિ મેળવવા આશ કે,
કાષ્ટમાં ખંડ ખંડ જોઈયું, પણ ન આવ્યો હો અગ્નિ તણો સુવાસ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૬

હસ્તામલક સમ જીવને, સત્ય માનું હો જો પ્રત્યક્ષ થાય કે,
વાયુ અદૃશ્ય જો ગ્રાહ્ય તો, સૂક્ષ્મ તેથી હો કેમ જીવ જણાય કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૭

કદી જીવ સર્વમાં ધારીએ, તો શાને હો હસ્તિ કુંથુથી ભેદ કે,
દીપ અવકાશ બંધને, સ્વલ્પાધિકે હો તેમ આત્મસંવેદ કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૮

પિતૃ પિતામહ માહરી, શ્રદ્ધા ચાલે હો શું મૂકી શકાય કે,
મૂર્ખ વણિકને તેમ થયું, લોષ્ટ લોભે હો રત્ન લીધા ન જાય કે,
ચિત્ત પ્રદેશી ચાલીયા. ૧૯

સમ્યક્ પૂર્ણ સાંભળી, ઉત્તરે હો થયો પરમ વૈરાગ્ય કે,
ભય ભીરૂ ધ્રૂજી ગયો, હાહા કીધો હો પ્રભો કર્મ અથાગ કે,
પ્રદેશી બોધ પામીયો. ૨૦

સમ્યક્ વ્રત કેશી આગળે, સમ્યક્ લીધાં હો કરી ભક્તિ અનન્ય કે,
ચિત્ત સહિત પાછો ફર્યો, ગૃહે આવ્યો હો મન થઇ ગયું અનન્ય કે,
પ્રદેશી બોધ પામીયો. ૨૧

રાજ્ય વેતન ચાર ભાગમાં, વ્હેંચી નાખ્યું હો સર્વ વ્યવસ્થા કીધ કે,
રમણી રાજ્ય ને સુખમાં, નિવૃત્ત રહેવા હો કાંઇ ચિત્ત ન દીધ કે,
પ્રદેશી બોધ પામીયો. ૨૨

ભોગ વિરક્ત પ્રદેશીની, દશા જોઇ હો સૂરિકાન્તા અકળાય કે,
જહર પ્રયોગ વાપર્યો, હા હા વ્યાપ્યું હો આખા શરીરમાંય કે,
પ્રદેશી બોધ પામીયો. ૨૩

સમ પરિણામે ભોગવી, પહેલા કલ્પે હો સૂર્યાભપ્રાસાદ કે,
દૈવિક સુખો ભોગવે, હર્ષે આજે હો પૂજ્ય કેશી પ્રસાદ કે,
પ્રદેશી બોધ પામીયો. ૨૪

## પિંજરનો પોપટ.



[ તું સુણ મુસાફર પ્યારા, પળજે થઇ હુંશિયાર નહિતર,
થાશે હાલ નઠારા—એ રાહ. ]

પોપટ શી મતિ આ તારી, સુખરૂપ માની પિંજર વહાલા,
લીધું નિજપર ધારી. ટેક
તું લીલા એ વનનો વાસી, મીઠાં ફળનો આહારી,
ભ્રમણ કરંતાં દૃષ્ટિ ક્યાંથી, પિંજરપર પડી તારી;
પોપટ શી મતિ આ તારી ! ૧

મીઠા સ્વાદો દેખ્યા તેમાં, દૃષ્ટિ થઈ ત્યાં ભારી,
ભય ન માન્યો શીઘ્ર લીધું તે, પિંજર તુજ સ્વીકારી;
પોપટ શી મતિ આ તારી ! ૨

આસ્વાદો ત્યાં ક્ષણભર લેતાં, કુદરતે દૃષ્ટિ પ્રસારી,
સળી ભોકાણી અંગ સુંવાળે, રે ઉઠયો ચિત્કારી;
પોપટ શી મતિ આ તારી ! ૩

વ્યથાથી હા અંગ ચીરાયું, ગયો સ્વરૂપ વિસારી,
શું સુખ મારૂં ને હું શામાં, બંધ બની ગઈ બારી;
પોપટ શી મતિ આ તારી ! ૪

રે આ બંધન પિંજર વહાલા, લીધું નહોત વિચારી.
સ્વજાતિમાં આનંદ માનત, પ્રભુને લેત સંભારી;
પોપટ શી મતિ આ તારી ! ૫

અગાધ આમ કરે પરિતાપ, પંખી મુસાફર ભારી,
કુદરતે જે નિર્મિત કીધું, શકશે કોણુ નિવારી;
પોપટ શી મતિ આ તારી ! ૬

પંખી મુસાફર જોતું આથી, લે ધડો અવધારી,
કદી ન ઇચ્છીશ હર્ષ–બંધન, પિંજર પ્રેમને ધારી;
પોપટ શી મતિ આ તારી ! ૭

---

## પિંજરથી છૂટી જતા પક્ષી પ્રતિ.



[ શિખરિણી. ]

અકારૂં રે શાને ! પ્રિય જીવન આવું થઈ પડયું,
પડયા ઊંડા ઘા આ, પ્રણુયોં ઉરને ભ્રંશકર શું ?
સહાયું ના કોનું, વચન કડવું શું જીગરમાં ?
અરેરે ! જે કીધું જીવન તજવા તે હૃદયને. ૧

થયું શું ના ધાર્યું, અનુકૂળ થતું જે દિલ તણું,
કપાયો કે કોથી પ્રણુયતરૂ તારા હૃદયનો;
બની આવી'તી કે ઉર મહિં જ ઉંડી ગમગીની,
અરેરે જે લાગ્યું બહુ પ્રિય તને મૃત્યુ જગનું ! ૨

હતું શું તેં ધાર્યું પુનિત ઉરને દગ્ધ કરવા,
ગમ્યો કે ના જોવો જગતજનનો ચિત્રપથ આ;
રહી ઇચ્છા શું ના જગત જનમાં વાસ કરવા ?
કર્યું રે રે ! આવું, ટપટપ દ્રવે અશ્રુ દિલનાં. ૩

હતી ઉંડી આશા, તવ હૃદયને કૈંક સુખની,
કર્યાં યત્નો તેવા પ્રતિદિવસ પૂરા દિલ થકી;
હવે એ ઇચ્છાઓ સુફળવતી ક્યારે નિવડશે ?
અને એ આત્માને પરમ સુખ ક્યાં ઇશ મળશે ? ૪

---

## પવિત્ર પિંજર.



[ લલિત. ]

અરર શુક ! શું આ તને થયું ?
પુનિત પિંજરૂં મૂકી ચાલીયો !
હૃદયને નહિ શું ગમ્યો અરે,
સુખદ વાસ આ વિશ્વનો જરા ? ૧
દિલ ઉઠી ગયું શીઘ્ર તાહરૂં,
પવનની પરે ઉડી ચાલીયો !
અરર ! શું હશે દુઃખ આ સ્થળે ?
ભયદ કે થયું વિશ્વ તુજને ? ૨
પવન પાણી કે અન્ન ના મળ્યું,
સુખદ સાધનો શું તુટી પડયાં ?
દુઃખદ પિંજરૂં કે તને થયું ?
અરર ચાલવું શીદને ગમ્યું ? ૩

જઈશ તું ક્યહાં શુક ઓ ગુણી ?
દરદ ત્યાં અરે ! કોણ સૂણશે ?
થઈશ શું સુખી કે દુઃખી અરે ?
અરર વાતડી કોણ એ કહે ? ૪
તવ દિલે કદી આમ જો હતું ?
કનક પિંજરે ન્હોતું આવવું,
ભયદ થાત ના દુઃખ પાછળે,
દ્રવત ના જરા અશ્રુ ચક્ષુથી, ૫
પુનિત પિંજરૂં શૂન્ય દેખતાં,
સુજન પૂછતા શુક ક્યાં ગયો ?
અરર જે થવું તે થઈ ગયું,
પણ જનો બધા ભૂલશે નહિ. ૬
સુખદ વાસ જો ત્યાં તને મળે,
સફલ તો જવું શુક તે થયું;
ફરી સખે હવે પિંજરા વિષે,
કદિ ન આવતો દિલ આ સુણી. ૭

---

## પૂરૂં સુખ ક્યાં છે ?



[ ગઝલ. ]

સુખી થાવા કદી તારૂં, સખે જો ઉર ઈચ્છે તો,
જરા પણ વાસ ના કરજે, કદી સારા નઠારાથી. ૧
હવામાં એકલો રહેજે, હૃદય દૃષ્ટિ કરી ખુલ્લી,
જગત પડદો બધો દેખીશ, તું ત્યાં શાન્ત વૃત્તિથી. ૨
હવા આ ઉષ્ણ વહતી જે, જગતનાં પ્રાણીઓ માટે,
હૃદય તારૂં નહિ સહશે, બન્યું જો કુમળું પ્રેમે. ૩

ઘણા ઝેરી અને તીણા, ભર્યા છે કંટકો તેમાં,
ભૂલ્યો તો વાગશે ઉંડા, પછી થાશે શું તારાથી? ૪
પ્રણય ના એ કદી સાચો, થતો જે દૃષ્ટિના પડમાં.
અરેખર ઝેરનાં ઝરણાં વખત જાતાં વહી રહેશે. ૫
ગરીબ કે રાંક ના થાતો, કદી સંયોગ ના મળતાં,
પ્રભુના પ્યારમાં સઘળું, અહો અદૃષ્ટ સીધું છે. ૬
અહો શાન્તિ તણી મૂર્તિ, ખડી એકાકી ત્યાં થાશે,
નહીં પરવા પછી રહેશે, જગતનાં દૃશ્ય જોવાને. ૭

---

## દગો.



[ ગઝલ ]

અયે કાતિલ અરે જાલિમ, ભુલાવી પ્રેમને પટ્ટે,
ખરાબી તો કીધી મ્હારી, રહી નહિ કંઇ મ્હને માલુમ, ૧
ગણી મહબૂબ મેં મ્હારા, બધી ગુફ્તો કરી જીગરે,
ખરે પૂરા બખીલ હોશો, રહી નહિ કંઇ મ્હને માલુમ. ૨
ખુદાની શુક્ર કરનારા તણા લેબાશમાં ભાળી,
જીગરને સોંપવા ચ્હાતા, પડી નહિ કંઇ મ્હને માલુમ; ૩
છૂપું આવેશમાં ખંજર, હશે રાખ્યું ધરી હસ્તે,
કદમબોસી અરે કરતાં, પડી નહિ કંઈ મ્હને માલુમ. ૪
અમીના આ ભર્યા પ્યાલે, હશે શું જહરની જરૂરી,
ઉઠાવી હસ્ત એ પીતાં, પડી નહિ કંઈ મ્હને માલુમ; ૫
અરે ખુની અયે જાલીમ, તમો શું જુદમના અંગાર,
અરેરે રેડશો મ્હોં પર, પડી નહિ કંઇ મ્હને માલુમ, ૬

હવે પરવા નથી રહેતી, ભલે ચાહો કરો તેવું,
રહી ગરદન કરો ટુકડા, કરી દયો જીવનું ખ્હેતર; ૭
હમારા એશનો પડદો, પ્રભુના પ્યારમાં મૂકયો,
નથી કંઈ જીસ્મની જ નફસ, કરી લેજો ચહો તેવું. ૮

## માર્ગ મુમુક્ષુના મોકળો.

૧

[ ભરથરીનો રાગ. ]

નથી સ્વારથ કોઇ જાતનો, નથી જોઈતું કાંઈજી,
નહિ માંગીશ કાંઈ તમ કને, મળ્યું ભોગવીશ સાઇજી;
માર્ગ મુમુક્ષુનો મોકળો.
નથી ઇચ્છા કાંઈ સુખની, નથી મેળવવું માનજી,
કીર્તિ કે યશને શું કરૂં, મેળવું આંતર જ્ઞાનજી,
માર્ગ મુમુક્ષુનો મોકળો.
વાહલા વા'લ જોઇતું નથી, નથી જોઇતો સ્નેહજી,
અંતર્યામી પ્રભુને હવે, પામી પોષીશ દેહજી,
માર્ગ મુમુક્ષુનો મોકળો.
સુખ દુઃખને હું શું કરૂં, શું કરૂં વિશ્વવિચારજી,
સંબંધ બંધ સહુ શું કરૂં, માનું 'હું' ના વિકારજી,
માર્ગ મુમુક્ષુનો મોકળો.
સત્ય શું છે આ વિશ્વમાં, કરૂં તેહનો તપાસજી,
પૂરણ શાન્તિ જેમાં મળે, રહું રાખી ઉલ્લાસજી;
માર્ગ મુમુક્ષુનો મોકળો.
અનહદ આનંદ જે રૂપમાં, જેમાં પૂર્ણ વિકાસજી,
તે રૂપ મૂકીને અન્યની, શું કરૂં ખોટી આશજી,
માર્ગ મુમુક્ષુનો મોકળો.

# સહન કરતાં શીખો.



[ ગઝલ ]

પરં શાન્તિ અને ધીરજ-તણાં પહેરી અરે બખ્તર;
સહાયે કે સહાયે ના, ખરેખર ઇષ્ટ સહેવું તે. ૧.

ભલે ભાલા કદી તીખા, ભૂલોમાં ખ્હોંચી ભોંકાતા;
સહન કરતાં પડે અશ્રુ, પરન્તુ ઇષ્ટ સહેવું તે. ૨.

હૃદયમાં ખાર રેડાતો, જગત્ કે કર્મના યોગે;
બળી જાતી બધી ખાલા, પરન્તુ ઇષ્ટ સહેવું તે. ૩.

ભૂલાયે કે રૂઝાયે ના, જીગરના મર્મ-આઘાતો;
પીડા દેતા ઘણી ઊંડી, પરન્તુ ઇષ્ટ સહેવું તે. ૪.

હૃદયમાં ઊભરા આવે, હૃદયને કત્લ કરનારા;
ઉન્હાં આંસુ પડે તૂટી, પરન્તુ ઇષ્ટ સહેવું તે. ૫.

ગમે તેવું થતું ઉરે, ગમે તેવું ભલે આવે;
પરન્તુ એ ગણી પ્યારૂં, હૃદયથી ઇષ્ટ સહેવું તે. ૬.

અહો ! એ તો કસોટી છે, જગત્‌ની પાર જાવાને;
હૃદય થાકી જશે જો તો, પછી જયશ્રી નહિ મળશે. ૭.

થઇ બહાદૂર થવું સ્હામું, હૃદયની ફર્જ માનીને;
થતાં પાછા જશો પાછા, હમેશાં બસ પછી પાછા. ૮.

## જીવને ઉપદેશ.



[ પોપટ પીંજર નથી તારૂં—એ રાગ ]

તું સુણ મુસાફર મારૂં, તું સમજ હવે તો સારૂં—એ ટેક.

ધામ ધરા ધન ક્યાં છે તારા, માને શાને મારૂં;
રોગ વિપત્તિ જ્યારે આવે, ત્યારે કહે કોણ તારૂં. તું સુણ. ૧
રંગબેરંગી વિશ્વ જણાતું, ચમક ભમક કરનારૂં;
મોહ માયામાં નાંખી દેશે, આખર દુઃખ થનારૂં; તું સુણ. ૨
કૈંક ભૂલ્યા છે આ અટવિમાં, ડાહ્યા થઈ સુખ સારૂં;
પણ અંધારે જઈ તે પહોંચ્યા, કરીને કર્મ નઠારૂં. તું સુણ. ૩
ડાહ્યા ડહાપણ ડોળ્યું ઝાઝું, આ 'હું' આ સૌ 'મારૂં;'
હુંઠ દશામાં હુંઠ રહ્યો હો, તત્ત્વ ન પામ્યો પ્યારૂં. તું સુણ. ૪
શાણા શાન્તિ જો ઇચ્છે તો, છોડી દે સૌ 'મારૂં',
હર્ષાનંદે પામી લે આ, સુંદર ભવજલ આરૂં. તું સુણ. ૫

---

## મુસાફરખાનું.



[ રાગ ઉપરનો. ]

આ પંખી મુસાફર ચાલ્યો, ક્ષણભર વિશ્રાન્તિ હ્યાં લઇને,
પંથ પ્રવાસી ઝાલ્યો. આ પંખી૦ ૧

થાકયો મુસાફર સુંદર છાયા જોઇ ચાલી આવ્યો,
સ્વજાતિને જોઇ મનમાં, અતિશય મન મલકાયો. આ૦ ૨

સ્વજાતિથી વાતો કરવા, વૃત્તિ દિલમાં કીધી,
ત્યાં કુદરતે એમ હોવાને, ચોખ્ખી ના કહી દીધી. આ૦ ૩

કુદરતની કડકાઈ આવી, પંખી મુસાફર જાણી,
થરથર ગાત્રે કંપી ઉઠ્યો, વદી શકયો ના વાણી. આ૦ ૪

અશ્રુ ખેંચ્યા ક્ષણભર બેસી, અન્તે રસ્તો લીધો,
નહિ જાવાને કુદરતને હા, કોણે ઉત્તર દીધો. આ૦ ૫

રમણીય છાયા મિત્રો છોડી, જાતાં ખુશી ન ચાલી,
પણ કુદરતના બાહુબળની, કોણે શક્તિ વારી ? આ૦ ૬

ઓ મુસાફર, આ મુસાફરની, અપદશા જો જાણે,
કદી ન ઇચ્છીશ હર્ષે રહેવા, અધ્રુવ મુસાફરખાને. આ૦ ૭

---

## પ્રભુ ! કઈ રીતે આવું ?



[ રાગ—ઓધવજી સંદેશો. ]

ઓ વિશ્વેશ્વર ! કઇ રીતે આવી શકું ?
ઉજ્જવલ તારે ઉંચેરે આવાસ જો;
વચમાં કંઇ કંઈ વિઘ્નો છે આવી રહ્યાં,
કેવળ જોઈ પામે દષ્ટિ ત્રાસ જો. ઓ૦ ૧

વ્હેમોરૂપી વૃક્ષો વચમાં કંઇ અરે,
દષ્ટિ નાંખે કેમે દૂર ન જાય જો;
આંખો આગળ પડદા થઇ ઊભા રહ્યા,
કેવી રીતે કહોને દર્શન થાય જો ! ઓ૦ ૨

ચાલી આવું ઉભા એ મારગ વિષે,
વચમાં તીણા કાંટાનો નહિ પાર જો;
ખુલ્લા આ અણવાણા પગથી નીકળે-
લોહી, જાણે ચાલી છે જલધાર જો. ઓ૦ ૩
તોપણ ખેંચી ખેંચી પગલાં હું ભરૂં,
પહોંચવાને સત્વર તારી પાસ જો;
વચમાં મોટા પર્વતશા કંઈ રાક્ષસો,
ઊભા મ્હોં ફાડી કરવા મમ ગ્રાસ જો. ઓ૦ ૪
આવી અનેરી અડચણમાં આવી પડ્યો,
તુજ દર્શનની ઇચ્છા અપરંપાર જો;
પામરતા જો છૂટી જાશે માહરી,
હર્ષે આવીશ તો તારે દરબાર જો. ઓ૦ ૫

## ભોળા ભૃંગને.



[ ગઝલ. ]

અરેરે ! ભંગ આ ભોળા, ચમનમાં શીદ જવા ચાહે,
ખીલ્યું'તું પુષ્પ કાલે જે, ગયું કરમાઇ તે આજે. ૧
પ્રસરતી'તી સુગંધી જે, હવે તે તો નથી તેમાં;
દિલાસો લે હવે ઉરથી, કહિ નિરાશ થાયે તો. ૨
થવું જે ભાવીનું છે તે, નથી એ હાથ તારામાં;
પ્રભુની મહેર જો હોયે, હવે લ્હે હર્ષ બીજામાં. ૩
ઘણો આનંદ દેતું'તું, પરન્તુ ના હવે તે છે;
ઉઠાવી લે બધી ઇચ્છા, જિગરને હા કરી જૂદું. ૪

# નિષ્ફળ પ્રયત્ન.



[ ભુજંગી. ]

ગમે તેટલા મિત્ર ઉપાય શોધો,
ગમે તે વિચારોવડે ખૂબ બોધો;
ત્યજે કોયલો રંગ જો આપ કાળો,
તથાપિ થશે દુષ્ટ ના સૌમ્યવાળો. ૧

ભણાવો નિશાળે બહુ સુષ્ઠુ પાઠો,
અને સત્યની ગ્રંથોમાં મૂકી ગાંઠો;
કરી એમ જૂઓ ત્યજે કાક ચાળો,
તથાપિ થયો દુષ્ટ ના સુજ્ઞ ભાળો. ૨

કદા રેતી પીલી ભલે તેલ કાઢો,
સુધાથી ભલે અબ્ધિને જો સુધારો;
બને સાબુથી કાગડો જો રૂપાળો,
બનાવ્યો બને દુષ્ટ તો સત્યવાળો. ૩

ભલે ઈષ્ટ ઇચ્છા હમેશાં વધારો,
અને સજ્જનોની ભલાઇ વિચારો;
હમેશાં ચહું છું કરો તે સુધારો,
પરંતુ થશો ના કદી દુષ્ટ સારો. ૪



# અંતર્યામીના મેળાપ માટે ટળવળાટ.



[ રાગ—ઓધવજી સંદેશો. ]

અંતર્યામી ચાલ્યા ક્યાં મળશો હવે,
પ્રેમી અંતર દુઃખના છેદણુહાર જો;
જીવન આ મુંઝાઈ મુંઝાઈ જશે,
દુઃખના દરીયે આખર વિણ આધાર જો. અંતર્યામી. ૧

ઠરવા કેરૂં ઠામ કહીં મળશે નહિ,
બોલીશ કોની પાસે અંતર વાત જો;
સ્નેહી સજ્જન એવો કો આ વિશ્વમાં,
જાણે ઉરથી આ ઉરનો અવદાત જો. અંતર્યામી. ૨

વિશ્વ તણે દરીએ ઉછળતા મોજમાં,
ચાલી શકશે ક્યમ આ નાની નાવ જો;
ઓ નાખુદા જાતાં તું આ વિશ્વથી,
મુજ નાવાનો કરશે કોણ બચાવ જો ? અંતર્યામી. ૩

દાવાનળ સળગે દુર્જનતાનો બધે,
ભડભડ બળતા ચોપાસે અંગાર જો;
ક્યાં જઈ ઠરીએ હું ને આ સૌ સજ્જનો,
કોણ અમારો તુજ વિણ ઠારણુહાર જો. અંતર્યામી. ૪

જાણ્યું મેં નહિ ઓ વિશ્વેશ્વર આ બધું,
તૈયારી કરીને રહિયા તૈયાર જો;
કહ્યું હોત જો પહેલેથી હા મુજને,
અંતર્યામી પૂછત સઘળો સાર જો. અંતર્યામી. ૫

હૃદયેશ્વર વિશ્વેશ્વર શું તુજને કહું,
રડતો મૂકી ચાલ્યા સહુ આ સાથ જો;
કળકળતો સજ્જન સહુ મેળો આ ઈહાં,
હૃદયા સાથે રહ્યો ગોપવી હાથ જો. અંતર્યામી. ૬

## રાત્રિ.



[ ઉપજાતિ ]

જાતાં સહસ્રાંશુ દિશિ પ્રતીચિ,
ખીલ્યો શશી, રમ્ય વિભાવરી થૈ;
પ્રભા છવાઈ સહુ દિગ્વિભાગે,
ઉલ્લાસ પામે કુમુદો, સખે જો !

## જીવનનું સાર્થક્ય શું કર્યું ?



[ શાર્દૂલવિક્રીડિત ]

છે શક્તિ અતુલા યદિ જીવનમાં જોયું કદા યોગથી ?
ખોલી ભાન કદા વિશાળ ઉર આ વાળ્યું પ્રભુપ્રેમમાં ?
જોયાં તત્ત્વ વિશેષ શું જગતના, ઐશ્વર્ય કૈં મેળવ્યું ?
ઢોળ્યું ધૂળ વિષે બધું જીવન કે હા ! હા ! કહે શું કર્યું ?

# પંખીડું.

[ શિખરિણી ]

હતાં પંખી ભેળાં, રમત કરતાં કૈંક દિનથી,
રહેતાં આનંદે, હળીમળી વળી સૌ પ્રણયથી;
હતી વા'તી ધીમી સુખદ લહરિ ત્યાં પવનની,
હતાં મીઠાં પૂરાં, અશન જળ ત્યાં પૂર્ણ સુખદા. ૧

*　　*　　*　　*

[ મંદાક્રાન્તા ]

આવાં ઉંચાં મધુર રસનો પૂર્ણ આસ્વાદતાં'તાં,
ને સૌ એના હૃદયપડદા વાતથી ખોલતાં'તાં;
સ્નેહે જોતાં રૂચિર વસુધા, વાક્ય માધુર્ય પ્રેરી,
ને આનંદે દિન-રજનિના, ગાન ગાતાં હતાં તે. ૨

*　　*　　*　　*

[ મંદાક્રાન્તા-શિખરિણી ]

આવી રીતે દિવસ સુખમાં સ્નેહથી કૈં વિતાવ્યા,
બેઠાં'તાં સૌ દ્રૂમ ઉપર તે એકદા એકઠાં ત્યાં;
અરેરે એવામાં વિટપપરનાં પર્ણ ખખડ્યાં,
અને ન્હીનું પક્ષી નરમ દિલ લાગ્યું ધડકવા. ૩

[ શિખરિણી ]

ગયું ઉડી રે રે, સહુ વિહગનો સાથ ત્યજીને,
દિલાસો લેવા એ અરર ઘડી બે ના ટકી શક્યું;
ગયું ક્યાં ? શામાટે ? નિયમિત કાધું તે પણ નહિ,
દિશા કૈમાં એને કુદરત મીઠી તું ઘસડશે ? ૪

હતું સારૂં કે ના, અક્લ અહીં એ પ્રશ્ન કરવો,
પરંતુ ચિંતાએ ગરીબ ભટકી ક્યાં રખડશે ?
સુખો કે દુઃખોનો અનુભવિત થાશે જગતમાં,
અરે વા ચિંતાથી વિકલ ગતિમાં શું મળી જશે ? ૫

---

## આયુષ્ય એળે જાય !



[ રાગ ધન્યાશ્રી ]

આયુષ્ય એળે જાય, પ્રભુ ! મારૂં આયુષ્ય એળે જાય. ટેક.
અંતર કેરી વ્યથા જે પીડે, ક્યાં જઇ તે કહેવાય. પ્ર. ૧
ક્ષણ ક્ષણ આંખે અંધારાં આવે, ચાલું ત્યાં ભીંત ભટકાય. પ્ર. ૨
બહુ બહુ હા વિચારો આવે, ઉર અકળાટ ન માય. પ્ર. ૩
ભયથી ભરેલું વિશ્વ આ સઘળું, છોડી ક્યાં તે જવાય. પ્ર. ૪
હાય પ્રભુ મુજ હાથ હરાયા, પાણી પગ આ થાય. પ્ર. ૫
સમજ પડે ના હશે શું થાવું, દિવ્ય દશા ન જણાય. પ્ર. ૬
સદ્‌ભાગ્યે એ દશા જો આવે, સંયોગો ક્યાંય લઈ જાય. પ્ર. ૭
ભ્રાંતિ શરમ બંધન સહુ જે, ત્રોડી ન એકે શકાય. પ્ર. ૮
રે રે નિઃસાસા બહુ બહુ નાંખું, (પણ) કુદરત સહાય ન થાય. પ્ર. ૯

---

## ખુદાઇનો રાહ.



[ ગઝલ ]

જબાં બોલી અયે આશક,
ચહો જો મુજથી મહોબત;
ધરો આ જામ એ લબ પર,
તજી જહાંગીરની પરવા.
ખુદાઈ ત્યાં સમાઈ છે,
ખલક પરવા નહિ કરશો;
નથી જહન્નમ, નથી જિન્નત,
નિખરું એ વફાઇ છે.

---

## રીબાતા પંખી પ્રતિ.



[ શિખરિણી. ]

ઉડી જા તું પંખી, વિષમ દુઃખના આ ગૃહથકી,
સહાયે છે કયેમે, જીગર નથી શું તે ફફડતું ?
પીડાયે છે પૂરૂં બહુ દિવસથી પિંજર વિષે,
વહે અશ્રુ દેખી તડફડ થતાં આ નયનથી. ૧
રહાયે ના વ્હાલા, તવ સમીપમાં આ જીગરથી,
જવાયે ના મૂકી, તવ હૃદયને એકલડું હા !
અહાહા ! ઓ પ્રેમી, કુદરતતણી શી ગતિ હશે ?
જણાયે તે નાહીં મમ જીગરને એ જ દુઃખ છે. ૨
અહો રાત્રિ એ છે, વલણુ ઉરમાં એ જ ઉરનું,
વહે છે નિઃશ્વાસો, અરર દુઃખી થાતા દુઃખિતને.
ન જાણે કોઇ આ, પ્રબળ દુઃખના ઓઘ ભમરા,
કલેજું જે ચીરે, પથર સમ આ કાષ્ટ–ઉરને. ૩

પીડાયે છે પંખી અબળ કુમળું ને ગરિબડું,
નથી રે જોવાતાં, ઘડીભર દુઃખો આ નયનથી;
પ્રભો ! ના જાણું છું દુષિત કૃતિઓ પૂર્વ ભવમાં,
હશે કીધી કેવી, જનિત ફળ જે આ અનુભવે. ૪

[ અનુષ્ટુપ. ]

જોઇ થાતું દુઃખી પંખી, પંખીના કોઈ પ્રેમીએ,
ઉદ્દ્ગારો એહ ઉચ્ચાર્યા, નિશાકાળે વિચારમાં. ૫

દુઃખી થતા પંખીને પૂછે છે.

[ શિખરિણી. ]

જતાં રે રે આજે, જગત જનથી ને શરીરથી,
હશે થાતી શાને, હૃદયમહિં ઉંડી ગમગીની;
અહા ત્રાસે શાને, પ્રણયી ઉર તારૂં પ્રિય સખા?
શકે શું ના બોલી, તવ જીવન એકકે વચન કે ? ૬

* * * *

પીડે શું એ ઉંડા, વિરહ ઉરને આ સુજનનો ?
તીણાં કે શસ્રે શું, નરમ દિલ તારૂં ક્ષત થયું ?
અરે ! કે પોચું છે, કુદરતી રીતે આ દિલ સખે?
હશે શું તેમાંનું, ન કંઈ દિલ મારૂં કહી શકે. ૭

* * * *

[ મંદાક્રાન્તા. ]

જોવા ચાહે પ્રણયી ઉર જો સ્વર્ગની ઉચ્ચ ભૂમિ,
વ્હાલા તો આ ટપટપ થતાં, અશ્રુ કાં ચક્ષુ પાડે?
જ્વાલામુખી સમ અનલના, ઉષ્ણ નિઃશ્વાસ દેતાં,
બાળે શાને પ્રણયી ઉરની, સ્વર્ગદા પુણ્યવલ્લી ? ૮

# પ્રણયી ભૂલનું પરિણામ.

[ મંદાક્રાન્તા ]

જ્યારે પ્રિયા પ્રણયી ઉરથી ભુલ મોટી કરે છે,
લાંબા કાળે હૃદય સમજે, પ્રેમકૃત્યે ઠગાણી;
ત્યારે એના દુઃખિત ઉરને, કોણ આનંદ દેશે ?
ને કો વસ્તુ પ્રણયી ઉરમાં, ડાઘ લાગેલ ધોશે ?

[ શિખરિણી ]

અરેરે ! એ ગુન્હો નરમ ઉર ના સાંખી શકતું,
અને લોકો વચ્ચે શરીર પણ આવી ન શકતું;
અહા ડંખો દેઇ શરીર ઠગનારા શરીરને,
અને ઉંડા ઉરે, સખત કરી ઘા હા મરી જતી !

---

# પ્રકીર્ણ વિચારો.

[ શિખરિણી. ]

હતું માગ્યું જેવું કુદરત કનેથી મળી ગયું,
અને ઇચ્છા જેવી થઇ હતી ઉરે તે પણ થયું;
હવે શંકા તેમાં અરર ! કરવી તે જ દુઃખ છે,
થશે કિન્તુ ક્લેશો, હૃદય ફરી જો ડેર ગણશે. ૧

* * * *

થતા સંયોગોથી ગભીર ઉરમાં કેંક પડધા,
થવા લાગ્યાં જૂદાં પ્રણયી ઉરને ભ્રાન્તિ કરતા;

કયા રસ્તે જાતાં સુખદ ઉર આ ઈષ્ટ કરશે,
અને શાથી આ સૌ નિકટ જનનું ઈષ્ટ બનશે ? ૨

* * * *

પ્રવાસી કો ટોળું ગગનતળચારી વિહગનું,
જતું'તું કો વેળા અટન કરતું પૃથ્વી પર તે;
ઘણા આનંદેથી નિજ ઉર વિષે હર્ષ ધરતું,
અહો ! આવી પ્હોંચ્યું ! કુદરત તણા કોઈ વનમાં. ૩

* * * *

અહો પંખી પ્યારા ! કુદરતવડે પિંજર મળ્યું,
હવે તેમાં તારે વ્યતીત કરવો કાળ સઘળો;
ખુશી હો કે નાહીં પણ હૃદયથી ઈષ્ટ ગણીને,
નભાવી લેવાથી તવ હૃદયને શાન્તિ મળશે. ૪

* * * *

[ મંદાક્રાન્તા ]

ભોળા પંખી ! બહુ ખુશ થઈ પિંજરૂં તેં સ્વીકાર્યું,
ને આનંદે દિવસ સઘળા ગાળવા ચિત્ત ધાર્યું;
છોડી સર્વે વનભૂમિતણા સુખ ને સ્વાદ પ્રેમે,
અર્પ્યું રે આ જીવન સઘળું એક ઉસ્તાદને તેં. ૫

* * * *

[ શિખરિણી ]

હતું ઉગ્યું સારૂં મધુર પુલડું કો વન વિષે,
ઘણું ખીલ્યું'તું એ સરસ અણુઓ ત્યાં મળી જતાં;
હતાં પુષ્પો બીજાં પણ નહિ હતાં તેની સરખાં,
ઘણા ભૃંગો જાતા, મધુ રસ પીવા તે વન વિષે. ૬

જતો શોધી કોઈ, વનમધુપ ત્યાં કોઇ વનમાં,
પડયું ત્યાં તેને કો રસિક ફુલડું દષ્ટિપથમાં;
અહો ! ઉંરે જાણ્યું રસિક મનને તે મનવડે–
અહો ! શું આ કયાંથી, પ્રણુર્યાં મધુરૂં આ વન વિષે ? ૭

[ શાર્દૂલ ]

આવ્યો હર્ષ ધરી બહુ નિકટમાં આશ્ચર્ય પામી દિલે,
દીધો આદર તે સમીપ ફુલડે આનંદ પામી તથા;
જોઇ કાર્ય પવિત્ર ભૃંગઉરનું ભોળા મૃદુ ફૂલડે,
અર્પ્યું દીલ અશેષ સત્પ્રણયથી કોડો કરી પ્રાર્થના. ૮

## ભૃંગને સદ્બોધ.



[ ગઝલ ]

અરેરે ભૃંગ આ ફુલડું, નથી સારૂં નથી સારૂં,
કહું તે લે હવે ધારી, ભૂલે છે હો ભૂલે છે હો. ૧
હતાં તત્ત્વો દીઠાં સારાં, પરંતુ ના હવે તેમાં,
હતું તે ચાલ્યું ચૂસાઈ, અરેરે ભૃંગ બીજાથી ! ૨
નિરાશા થઈ કદિ દિલમાં, અરે નિઃશ્વાસ નાંખીશ મા,
અરે જો ખલ્ક છે મ્હોટી, ખુદાની મ્હેરવાળી આ. ૩
રહ્યાં પુષ્પો ઘણાંએ છે, સુગંધી કુંજ વાડીમાં,
હમેશાં વાસના આપે, રહેલી ઉચ્ચ ખુશબોથી. ૪
અરેરે ભૃંગ જા ઉડી, કહેલા સ્થાનમાં આજે,
હૃદયના તાપ સૌ બૂઝી, કરેલા પાપ ના જાશે. ૫
હમેશાં સ્થાન એ સુખી, હમેશાં એ બધું પૂરૂં,
હમેશાં લ્હેર ત્યાં મીઠી, સુખદ તત્ત્વોતણી આવે. ૬

અરે ! એ ભૃંગ મારા રે ! ફક્ત આ વ્હાલને માટે,
સુખી થાવા ઈષિત્ કીધું, વડો આનંદ જા મળશે. ૭

## સ્થિતિપરિવર્તન.

[ શિખરિણી. ]

સુકાયું છે મોઢું, તવ હૃદયને ગ્લાનિ બહુ છે,
નિઃસાસા મૂકે છે, ગભીર ઉરથી દુઃખભર તું;
અહાહા એ દા'ડા, કુદરત થકી કે પર થકી,
મળી આવ્યા તુંને, જીગર તવ તે શું નહિ કહે ? ૧

હતી ઉંડી આશા, તવ હૃદયમાં કૈંક કરવા,
અને ઉંડા ઉંડા, પ્રણયઝરણાં કૈંક વહતાં;
હતી શુદ્ધિ સારી, પરમ કૃતિવાળી પણ અરે !
અરે એવા દા'ડા ! વખત વીતતાં શું વહી ગયા ? ૨

દ્રવી જાયે અશ્રુ, ખળખળ થતાં તે નયનથી,
થયા શું આઘાતો, જગત જનના કે કુદરતી ?
અહો ! લાગી આવે મમ હૃદયને જોઇ નયનો,
અને ધ્રૂજી ઉઠે મમ શરીર આજે, પ્રિય સખે ! ૩.

* * * *

અરેરે ઓ વ્હાલા ! તવ હૃદયને શાન્ત કરને,
ત્યજી દે બેચેની, સુખદ ઉરને દુઃખ કરતી,
વિચારોમાં આશા, રચ ન કદિએ તું મન વિષે,
થશે શું તે પૂરી, અગણિત સુઓ એ વહી જતાં ? ૪

* * * *

અને કાં સંભારે, ફરી ફરી વિચારો ઉર ધરી ?
અહો ! શું પોષાશે, પ્રણયી ઉરમાં એ રસ વળી;
પુનઃ કિન્તુ તેથી, હૃદય દુઃખજ્વાળા સળગશે,
અને શાન્તિ સુખો પ્રણયી ઉરનાં સૌ વહી જશે. ૫

*　　　*　　　*　　　*

થતી જોકે ઈચ્છા, પણ હૃદય ના ઇષ્ટ ગણતું,
થતા કૈં ધિક્કારો, કદિ હૃદય જો પ્રિય ગણતું;
બને કાર્યો ક્યાંથી, શરીર પણ જ્યાં ધ્રૂજી ઉઠતું,
અરે બોલ્યા પ્હેલાં, વચન મુખથી એક પણ હા ! ૬

## સ્ત્રીશરીરની વિરૂપતા.



[ શિખરિણી ]

અરે એ લોચા છે, કલશ સમ છે ના રમણીય,
શશી શાને માને ? કફ મળ ભર્યું એ વદન છે;
અહો દેખે રૂડા, જઘન પણ એ મૂત્ર ઝરતા,
અને ગન્દું પૂરૂં, જગત જન જે કેન્દ્ર ગણતા. ૧

## ઉરમાં થતું દુઃખ.



[ વૈદર્ભી વનમાં વલવલે—એ રાગ. ]

આ શું વેદ કે વેદના, કે શું ઉર મુજ દુઃખ ?
સહી શકાયે ના દેહથી, વદી શકાયે ના મુખ;
થતું હશે શું મુજને ? ૧

ત્રિવિધિ તાપ શું આ હશે, કે પૂર્વકૃત સંતાપ?
રે રે ઈશ! હું અનુભવું, શું સમજું દિલ પાપ;
થતું હશે શું મુજને ? ૨

મિત્ર શત્રુ કે આ બધું, જગત ઉભું સમક્ષ,
દૃષ્ટિ નહિ ઈચ્છે જરા, કરવા લેશ રે લક્ષ;
થતું હશે શું મુજને ? ૩

વિષમ જ્વાળા આ વિષની, ઉરમાં જે ઉભરાય,
સહી શકે ના ઉર તે, અશ્રુ ટપટપ થાય;
થતું હશે શું મુજને ? ૪

અનર્ગલ વિષ આ દેહમાં, પ્રસર્યું છે રે અપાર,
કોણ ઉતારે એ માનવી; કરે જીવન સંચાર;
થતું હશે શું મુજને ? ૫

રે રે આ દશામાં જીવને, લાગે ક્લેશ અપાર,
અશ્રુ થતાં નથી બંધ તો, આવે ન સહજ વિચાર;
થતું હશે શું મુજને ? ૬

અન્ય દૃષ્ટિ રે રે શું કહે, કેવો વિશ્વ પ્રકાર!
ઈશ્વર સાક્ષી સર્વમાં, જાણે સકળ વિચાર;
થતું હશે શું મુજને ? ૭

આમ અનેક ઉપાધિથી, ગ્રંથિત ગ્રંથ પ્રભાવ,
આપે હર ઘડી પીડના, પૂર્વકૃત સ્વભાવ;
થતું હશે શું મુજને ? ૮

## બાહ્યાંતરનો વિરોધ.

[ કામ છે દુષ્ટ વિકારી, અહો પ્રભુ—એ રાહ. ]

દૃષ્ટિ નથી ત્યાં જનારી, અહો બંધુ ! દૃષ્ટિ નથી ત્યાં૦ ટેક
જ્યાં દેખું ત્યાં કંઈ કંઈ ખામી, દૃષ્ટિ શોધે વિચારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૧

સુંદર ભાસે બહિરાકૃતિથી, અંદર વસ્તુ નઠારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૨
કમળ સુગંધિત ખુશબો આપે, પણ વાસસ્થિતિ નહિ સારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૩
મયૂર મનોહર લાલિત્યથી છે, પણ કૃતિ તેની અકારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૪
દીપશીખા જ્યોતિ બહુ આપે, બહુ કાજળ કરનારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૫
એમ જ દૃષ્ટિ પેસે ત્યાં ત્યાં, ભૂલો ભાસતી ભારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૬
જગત્ બધુંએ સુંદર ધારે, હર્ષ નજર છે ન્યારી,
અહો બંધુ ! દૃષ્ટિ નથી૦ ૭

---

## કુદરતની કૃતિ.

(૧)

[ કામ છે દુષ્ટ વિકારી, અહો પ્રભુ—એ રાહ. ]

કુદરત કૃતિ તવ ન્યારી, ખરેખર, કુદરત કૃતિ૦ ટેક.
પુષ્પ ગુલાબનું સુગંધ આપે, કીધું કંટકધારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૧

અમૃત જીવન છે પણ સર્પો, રહ્યા ફેણો પ્રસારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૨
રોગી કીધો જે જન સુખકર, ઉજ્જવળ રાત્રિચારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૩
મણિ મહર્ધ્ય તો સર્પને શીર્ષે, શી કિંમત આથી વધારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૪
બહુવિધ વસ્તુની સુંદરતાની, કીધી છે તેં ખ્વારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૫
હિત ન ચાહ્યું તેં ઉર જનનું, દુર્બુદ્ધિ શી આ તારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૬
આમી દેખી સુંદરતામાં, હૃદય ધ્રુજે છે ભારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૭
હર્ષ ન પામે સજ્જન જગના, દિવ્ય વૃત્તિ જે વિસારી,
ખરેખર કુદરત કૃતિ૦ ૮

(૨)

[ પોપટ પીંજર નથી તારૂં—એ લય. ]

શી કુદરત કૃતિ આ તારી, ના સમજે મતિ લવ મારી—
એ ટેક.

ભડભડતી આ જ્વાળા વર્ષે, ઉષ્ણ અતિ દુઃખકારી,
તદપિ ઉપયોગિતા તેમાં, શાને તેં વિસ્તારી ?
શી કુદરત કૃતિ આ તારી૦ ૧
વિષભરેલા આ વિષધરની, દાઢ મહિં બહુ સારી,
વિષ અપહાર મૂકી તે બૂટી, જોઉં દૃષ્ટિ પ્રસારી;
શી કુદરત કૃતિ આ તારી૦ ૨

જે કર્દમથી લોકો ત્રાસે, નિર્મળ જળની ખ્વારી,
તે કર્દમમાં કમળો સુંદર, આપે સૌરભ સારી;
શી કુદરત કૃતિ આ તારી૦ ૩
બુદ્ધિની નિપુણતા શી આ, શી કૃતિ સહુથી આ ન્યારી,
હર્ષિત નયને હરદમ જોતાં, પામું વિસ્મય ભારી;
શી કુદરત કૃતિ આ તારી૦ ૪

## પ્રભુપ્રીતિ.



[ રાહ–નિંદડી નાહ નિવારીએ. ]

ઋષભજીણંદસુ પ્રીતડી, કીણ વિધ હો, હું થી બાંધી શકાય કે,
અંતર દૃષ્ટિથી દેખતાં, અંતર દેખું હો, તે ના મુખે કહાય કે,
ઋષભજીણંદસુ પ્રીતડી. ૧
જે રીતિથી પ્રીતડી, તુજ સાથે હો, શીઘ્ર પ્રભુ થાય કે,
તે રીતિ આ અંતરે, જાગૃત કરવા હો, પ્રભુ કો ન સહાય કે,
ઋષભજીણંદસુ પ્રીતડી. ૨
તુજ પ્રીતિને ડુબાવવા, તુજ પ્રતિ હો, પક્ષી મુજ પાસ કે,
શત્રુ મિત્રની શત્રુતા, ધારી દીએ હો, પ્રભુ ત્રિવિધ ત્રાસ કે,
ઋષભજીણંદસુ પ્રીતડી. ૩
સ્વ સ્વભાવીથી પ્રીતડી, જે કરવી હો, તે પરથી વિભાવ કે,
સ્વપ્રિય પ્રિયતા એકતા, જે હોયે હો, તે માત્ર સ્વભાવ કે,
ઋષભજીણંદસુ પ્રીતડી. ૪
જે પ્રીતિ તુજથી કરે, જે ત્રોડે હો, પરજનિત ત્રાસ કે,
તે નિજ અનંત સ્વભાવનો, શીઘ્ર પામે હો, ઉચ્ચ અવ્યય વાસ,
ઋષભજીણંદસુ પ્રીતડી. ૫

સ્વપ્રીત્યે પ્રીતિમય થજો, એકત્વિક હો, સૌખ્યદ સ્વધ્યાન,
હર્ષચંદ્ર એ સેવવા, અહર્નિશ યાચું હો, એ ઉત્તમ સ્થાન;
ઋષભજીણંદસુ પ્રીતડી. ૬

---

# નિભાવી લેવું !



[ ગઝલ )

પડયું પાનુ નિભાવી લે, હૃદય ધ્રૂજે કદિ તોએ,
છટાયે તો છૂટી જાવુ, કરી બહેતર કીસ્મતનુ. ૧
અયે જાહિલ આહિલ છે, કરે ખીદમત તોપણ શું,
તપાવે જીસ્મ એ તારૂં, ખફાથી રોજ બરોજે એ. ૨
બસર એ જીંદગી તારે, અરેરે શું ઇહાં કરવી.
નથી મ્વાફીક કહે કલમા, નથી લાઝીમ તુંને પણુ હાં. ૩
ભયાનક આ કતલખાને, અરેરે ખૂન રેડાતું,
જીગર તારૂં કતલ થાશે, પછી ફરીયાદ કયાં કરવી ? ૪
હકાનો ખોફ કયાં છે હ્યાં, ખફા પણુ કયાં અહીં જોવી ?
ઉઠાવ્યુ દસ્તે એ ખંજર, રહી ગરદન તો બે કકડા ! ૫
ધરી ખામોશ રહે ઉર જો, ગણી આ ખ્વાબનાં નખરાં,
જીકર ના કર હવે જીગરે, પરેશાનીથી લે મહોબત. ૬
નહિ તો તું ઉઠાવી લે, અરે દિલબર ! તે બિસ્તર,
હકાનો પ્રેમ જ્યાં દેખે, બીછાવી ત્યાં હમે દેજે. ૭

---

## પસ્તાવો.



[ ગઝલ ]

ગુનહગારી હમારી છે, કર્યો સહવાસ તમ સાથૈ,
ખબર ના કે' હમોને થઈ, દગાબાજી તમો કરશો. ૧
હતા વ્હાલા ઘણાં સ્નેહી, પરન્તુ તે બધા છોડયા,
કર્યું અત્તા જીગર મારૂં, થયા સંગદિલ તમો કયાંથી? ૨
જીગર હા એ જીકર કરતું, બિચારૂં તે રડી પડતું,
ફરીને ચાહ પડયું માંહિ, રહ્યું બાકી બૂડી મરવું ! ૩
થયું દિલદાર હવે ખંજર, થશે કકડા અરે ગરદન,
ગાણું બહેતર તોપણ એ, પરંતુ ના બીજે મરવું. ૪
હતી રહમતતણી રાહત, ને આસાએશ હતી લેવી,
હવે આ ઉર પછડાતું, અયે એ લુતુફ કયાં લેશે? ૫

---

## તમન્ના એ રહી છેલ્લી !



[ ગઝલ. ]

શું બિસ્મીલ્લાહ પઢાવો છો, જીગરને કે જલાવો છો?
દિવાનું આ જીગર ભોળું, અયિ સમજે નહિ દિલબર. ૧
ઉલ્ફતનું રસીલું આ, અને મહોબતતણું ખ્વાહી,
નશે ચકચૂર બન્યુ જીસ્મ, ખબર ના ખલ્કની કંઇ છે. ૨
સિતમગારો અને ઝાલિમ, સિતમ ગુજારવા રાજી,
સિતમ કરશે મને એ ખોફ, જીગરમાં ના મગર આવ્યો. ૩
નશાની મસ્તીમાં પ્યાલી, જહરની હા ભરી પાઇ,
અયે ઉલ્ફત મગર લાઝીમ, તને સહવું હમેશાં છે. ૪
અરેરે ખલ્કની ખલ્કત, હમેશાં બેહયા કાતીલ,
ધરી તલ્વાર કે ખંજર, ખફા સાથે ખડી રહે છે. ૫

મગર લહેજત મને મળતી, શરાબોની મીઠાશોમાં,
નથી પરવા ખલકની કંઈ, હવે હમદર્દી આ દિલને. ૬
ગજબમાં જીંદગી વાહ્‌લી, થશે પૂરી અયે પૂરી,
પ્રભુ હાફીઝ થશે કે ના, તમન્ના એ રહી છેલ્લી. ૭

## દોસ્ત કે દુશ્મન?

[ ગઝલ. ]

હમારા બાગનાં ગુલો, હવામાં એશ કરતાં'તાં,
મગર ત્રોડયાં તમે દસ્તે, કહો છો દોસ્ત કે દુશ્મન ? ૧
હમોને મોઝ મળતી'તી, અહો મોંઘા ગુલાબોની,
તમોએ ધૂળમાં નાંખી, કહો છો દોસ્ત કે દુશ્મન? ૨
ગુલાબી લહેજતે મસ્તી, હમો કરતા ખૂદાઈથી,
શકયા ના તે તમો જોઇ, કહો છો દોસ્ત કે દુશ્મન ? ૩
કિતાબો કંઈ પઢાવીને, સબક કાંઈ શિખાવ્યા છે,
છતાં ચશ્મો કરે ઈર્ષા, કહો છો દોસ્ત કે દુશ્મન ? ૪
હમેશા દિલ ચહાતું'તું, અને ક્રોડો દુઆ દેતું,
અહા ઝખ્મી કર્યું તેને, કહો છો દોસ્ત કે દુશ્મન ? ૫
જીગરની કયાં હયા ખોઇ, અને અહસાન કયાં ભૂલ્યા ?
ખુદાનો ખોફ પણ નહિ હા, કહો છો દોસ્ત કે દુશ્મન ? ૬
હતું કાતિલ જીગર આવું, કરત ખુલ્લી સિના મારી,
પછી ખંજર હતું દેવું, ખુશીથી એ સહત વ્હાલું ! ૭
પરન્તુ આ અચાનક ઘા, કર્યો મુજ દિલ ઉપર ઉંડો,
સહાશે કે ભૂલાશે શું, જીગર એવી જીકર કરતું. ૮
બધું એ હા ભૂલી જાશું, અને છૂટા થવા ચ્હાશું,
ધરીશું દિલ મસ્તીમાં, ભલે હો દોસ્ત કે દુશ્મન ! ૯

## મિત્ર જેવા દેખાતા વિષે.

[ ગઝલ ]

અરેરે દોસ્ત કહેતા આ, જીગરમાં આગ વરસે છે,
નહિ દોસ્તો અરે દુશ્મન, નિખાલસ આંખ દેખે છે. ૧
અમીની મેં ગણી ઝારી, ઉરે પીવા લબે મૂકી,
અરેરે ઉર! તરસ્યા તેં, જરૂરી એ જહરની પીધી, ૨
ગણી કુલીન કરી મહોબત, અને ખાણું ચહ્યું લેવા,
દીધા મીઠાઈમાં કંકર, અરે શયતાન પૂરા છો! ૩
અયે દુશ્મન બબૂચક ઓ, ખરેખર બેકદર પૂરા,
નથી શું હયા જીગરમાંહી, ખરે કાતિલ જાહિલ છો. ૪
હમારા બાગના ગુલે, કદિ ના ખાર ઘોંચ્યા છે,
તમોને ને તમારાને, હંમેશા પ્રેમથી જોતાં. ૫
તમારૂં દિલ પૂરૂં ખૂની, અને છે ખૂનનું તરસ્યું,
હમે તે તો હવે જોયું, બેઉ ખુલ્લા કરી ચશ્મે. ૬
હમારા જીસ્મને માટે, નહિ પરવા હવે કરશો,
પ્રભુ હાફિજ થશે મારો, અને સૌ એ હવે કરશે. ૭
જશે કબ્રે કે રોળાશે, અરે આ મુર્દું મિટ્ટીમાં,
નથી પરવા હવે કાંઇ, ખલ્કનો ખાલિક સૌ કરશે. ૮

---

## મુનિ પ્રત્યે.

[ ગાડી આવી ગુજરાત—એ રાહ ]

મુનિ! સ્નેહ ન કરશો ક્યાંય, મુનિવર ચાલજો ચેતી;
રખે સપડાઓ સ્નેહની માંય, મુનિવર ચાલજો ચેતી.

(સાખી) વૈરાગ્યે ગૃહ છોડીને, લીધો સાધુવેષ;
મૂકી સર્વ સ્નેહીને, બાહિર નીકળ્યા જાણી ક્લેશ;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૧

(સાખી) વિદેશવાટે ચાલતાં, લોકો પ્રેમી થાય;
સા'મો સ્નેહ જ બાંધતાં, રખે સાધુતા ભૂલી જવાય;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૨

(સાખી) સ્નેહ જ કરતા કોઈથી, દુઃખ જ થાય અપાર,
કષ્ટો આવે આકરાં, એ તો ભાવ અવગુણનો ભાર;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૩

(સાખી) સ્નેહ જ બંધન વિશ્વમાં, ત્રોડયું નવ ત્રોડાય,
સમજો જો અંતર વિષે, મુનિ છોડી દેજો ચિત્ત લાય;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૪

(સાખી) આત્મીય–ગુણને ઢાંકવા, મોટું વાદળ સ્નેહ,
પ્રકાશ ન પામો આત્મનો, ને પામો નહિ ગુણ ગેહ;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૫

(સાખી) ભિન્ન ભિન્ન સ્વભાવો વિશ્વના, મનુષ્ય જનના હોય,
જોઈ સ્થિતિ લોકની, મુનિ! બોલજો અવસર જોઈ;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૬

(સાખી) જાણો આત્મસ્વભાવને, જાણો તત્ત્વસ્વરૂપ.
મૂકો પીડા પારકી, મુનિ જુઓ પ્રકટ નિજ રૂપ;
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૭

(સાખી) ધારો જીનગુણ ધ્યાનને, ટાળો હૃદયવિકાર,
પાળો શુદ્ધ મહાવ્રતો, મુનિ! સુણી તે હર્ષ વિચાર.
મુનિવર ચાલજો ચેતી. મુનિ! સ્નેહ૦ ૮

## આત્મહિત કેમ સધાય ?

તું કંઈ કંઈ યુક્તિ જગાવે, ત્હોયે આત્મીય હિત ન થાવે ટેક.
જો તું વક્તા થઇને બોધે,
જો તું શોધક થઇને શોધે,
જો તું પરતંત્રતાને રોધે,
જો તું સ્વસત્તા જમાવે, ત્હોયે૦ ૧
જો તું સહે આતપ તાપ,
જો તું સહે શીત અમાપ,
જો તું જપે નિશદિન જાપ,
જો તું મહત્તા આપ જણાવે, ત્હોયે૦ ૨
જો તું થાયે વનનો વાસી,
જો તું ફરે વિશ્વ ઉદાસી;
જો તું ધ્યાવે એ અવિનાશી,
જો તું ભૂખ તૃષાને છીપાવે, ત્હોયે૦ ૩
જો તું પઢે શાસ્ત્ર અપારા,
જો તું વાંચે વારંવારા,
જો તું રહે સહુથી ન્યારા,
જો તું સુખથી દિન ગુમાવે, ત્હોયે૦ ૪
જો તું પાળે બહુત આચાર,
જો તું સ્પષ્ટ કરે રે ઉચ્ચાર,
જો તું જણાવે શુદ્ધ વિચાર,
જો તું સલાહ સંપ કરાવે, ત્હોયે૦ ૫
જો તું બોલે મધુરી વાણી,
જો તું રાજી કરે સહુ પ્રાણી,

જો તું રાખે દૃષ્ટિ શાણી,
　　જો તું સૌનો પ્રેમ ધરાવે, હોયે૦ ૬
જો તું રહે નિરંતર જાગી,
જો તું ફરે થઇને ત્યાગી,
જો તું થાયે ન કોઈથી રાગી,
　　જો તું અનેક તંત્ર રચાવે, હોયે૦ ૭
જો તું મૌન્ય ધરી રહે મુનિ,
જો તું શોધે જગ્યા સૂની,
જો તું ઓઢે કંથા જુની,
　　જો તું શોષ ન કોથી લાવે, હોયે૦ ૮
જો તું ધારે નિત્ય નિત્ય નેમ,
જો તું રાખે સહુથી પ્રેમ,
જો તું ટાળે મનનો વ્હેમ,
　　જો તું ધ્યાન અડોલ લગાવે, હોયે૦ ૯

*　　*　　*　　*

જો તું ચાહે આત્મીય હિત,
તો તું ટાળે સ્વછંદ-રીત,
ને તું રાખે ગુરૂમાં પ્રીત,
તું પ્રભુ આજ્ઞામાં દિલ લગાવે,
　　તો તો આત્મીય હિત જ થાવે. ૧૦
જો તું સમ દશા અંતર રાખે,
ગર્વ ક્લેશને ઉખેડી નાંખે,
પ્રભુપ્રેમનું પાન તું ચાખે,
માત્ર પ્રભુમય હર્ષ જ ગાવે,
　　તો તો આત્મીય હિત જ થાવે. ૧૧

# મુનિના ધર્મ.



[ વસ્તીના લોકે, વિપ્રો સાથે પાડયો વાંધો—એ રાગ. ]

મુક્તિના પ્યારા ! ધર્મકથા શુદ્ધ કરીએ,
તનુના દૂષણ સઘળા ટાળી, ગુણીની શિક્ષા ધરીએ રે. મુક્તિ.
વિનય સાથે ગુરૂજી પાસે, નિશદિન સેવક રહીએ,
તેમની ભક્તિ કરતાં દેહે, કષ્ટ આવે તે સહીએ રે. મુક્તિ. ૧
આત્માની છે અનંત શક્તિ, ચિત્તમાં એવું લાવો,
સુખદુઃખ ચિંતા ટાળી મનથી, ધ્યાન પ્રભુનું ધ્યાવો રે. મુક્તિ. ૨
શુદ્ધ ઉપયોગે રાખો સમાધિ, ટાળો ભવની રાશિ,
સુખદુઃખ કાર્ય કોનાં છે—આ, જુઓ ચિત્ત વિમાસી રે. મુક્તિ. ૩
સ્નેહ તે બંધન મોટું જગમાં, જાણી છોડી દેશો,
નૌકા સારી શુદ્ધ હશે તો, પાર તો જલદી લેશો રે. મુક્તિ. ૪
અનિત્ય સંસાર જાણી તેમાં, વૃત્તિ કયારે ન કરશો,
ભવ અર્ણવનાં મોજાં ભારે, જાણી જોઇ ડરશો રે. મુક્તિ. ૫
શુદ્ધ સ્વરૂપી આત્મદશાને, ભારે પ્રેમથી સેવો,
હર્ષ કહે સહુ બંધન જાતાં, સ્વછૂટકારો લેવો રે. મુક્તિ. ૬



# “ નથી ગમતું રે એક ઘડી આ વ્હેણમાં ! ”



[ સુરતાની વાડીના મીઠા મોરલા—એ રાહ. ]

નથી ગમતું રે એક ઘડી આ વ્હેણમાં,
કિન્તુ થાયે હરઘડી દિલ ઉદાસ જો;
વસવું કયાં ને કયાં અંતરને ઠારવું ?
લેવો પ્રેમી કયાં અંતર ઉચ્છ્વાસ જો ? નથી ગમતું રે૦ ૧

કિન્તુ દૃષ્ટિ દ્વેષભરેલી વિશ્વની,
હરઘડી વર્ષે ક્રોધાનલ અંગાર જો,
અગણિત દોષો ઉરમાં ઉંડા એમના,
રાખે તોયે સજ્જન સાથે ખાર જો. નથી ગમતું૦ ૨
અંતર કૃતિ તો ધારે પૂરણ પાપની,
બાહિર રાખે જ્ઞાનીનો એ વેષ જો;
મનના કેં કેં ધોરણ એ બાંધી રહ્યા,
સજ્જનને તૃપ્તિ નવ થાયે લેશ જો. નથી ગમતું૦ ૩
અંધારૂ જ્યાં પ્રસર્યું રે અજ્ઞાનનું,
ક્યાંથી લાવે સુંદર વિદ્યાદીપ જો,
કિન્તુ વેરી પૂરણ એ વિદ્યાતણા,
ખાયે ગોથાં પાણીમાં જેમ છીપ જો. નથી ગમતું૦ ૪
સત્ય તણી પણ શોધો દિલને ના ગમે,
ના ગમે શું છે શાસ્ત્રીય પોકાર જો,
નિજ ઈચ્છાને મનગમતું વર્તી રહ્યા,
અંતર મનમાં રાખી ક્લેશ અપાર જો. નથી ગમતું૦ ૫
બોધ વિષય ને બોધકતા જ્યાં ના મળે,
ના મળે ઉંડો આત્મિક ઉર વિકાસ જો,
માનસિંહની વિક્રમતા ચાલી રહી,
થાયે શું ત્યાં સજ્જન મન ઉલ્લાસ જો. નથી ગમતું૦ ૬
આમ છતાં પણ વિષમતા વાણી વિષે,
રાખે હરઘડી-મુખથી કહાડે ખેદ જો,
અંતરદૃષ્ટિ-દૃષ્ટા ક્યાં મળવો હવે?
જોઈ અંદર આંતર છૂટે સ્વેદ જો. નથી ગમતું૦ ૭
કરૂણાસાગર! આગર! ગુણના ઓ વિભો!
નમ્ર થઈ હું બોલું સહુ તુમ પાસ જો,

આંખડલી જ્યાં પ્રેમે અંતરની ઠરે,
હર્ષે આપો એવો અવિચલ વાસ જો. નથી ગમતું૦ ૮

## સહાય અર્થે પ્રભુપ્રાર્થના.



[ શું કહું કથની મારી નાથ—એ રાહ ]

વ્હારે વેગે આવો, દેવ! વ્હારે વેગે આવો,
આપ સ્વરૂપ બતાવો, દેવ! વ્હારે વેગે આવો. ટેક.
નિત્ય પડે છે ચંદ્રની પાછળ, રાહુ રાખી દાવો,
એહ વ્યથાથી એને બચાવા, આવી શક્તિ જણાવો,
દેવ! વ્હારે વેગે આવો. ૧
અસુર સુરોએ પીયૂષ લેવા, અબ્ધિ વલોવ્યો જ્યારે,
દુષ્ટ દાનવે દુઃખ જ દેવા, બાકી ન રાખી ત્યારે,
દેવ ! વ્હારે૦ ૨
એના વપુના ભાગો પડ્યા છે, તોપણ ઉદ્ધત ભાવે,
કેં કૈં છિદ્રો ચંદ્રનાં શોધી, ત્રાસને દેવા આવે,
દેવ ! વ્હારે૦ ૩
કૃષ્ણ વપુ ને કૃષ્ણ છે કૃતિ, ત્હોયે શશી અંક ખોળે,
દુષ્ટ દૈત્યનો જુઓ તમાસો, અમૃતમાં વિષ ઘોળે,
દેવ ! વ્હારે૦ ૪
રજનિપતિને પૂર્ણ પજવશે, વ્હારે નહિ જો ધાશો,
સ્વામીના એ બિરદપણામાં, પાછળથી શરમાશો !
દેવ ! વ્હારે૦ ૫
આ સમસ્યા મમ આત્મસ્વરૂપની, કર્મરાહુથી મૂકાવો,
દેવ દયાબ્ધિ દીન થઈ યાચું, આંતર હર્ષ કરાવો,
દેવ ! વ્હારે૦ ૬

# સુખ–દુઃખ સરખાં માનો.



[ શું કહું કથની મારી, નાથ–એ રાહ ]

શાને દિલ દૂભાવો, મિત્ર! શાને દિલ દૂભાવો ?
સ્નેહી શોક શમાવો, મિત્ર ! શાને૦ ટેક.

અનાદિ કાળની રચના એવી, વિશ્વમાં ચાલી આવે,
સજ્જનોને દુઃખ દેવા દુર્જન, હમેશા યુક્તિ ચલાવે,
મિત્ર ! શાને૦ ૧

રામ ને લક્ષ્મણ સ્નેહે સુખમાં, રહેતા નિજ આવાસે,
કુટિલ કૈકેયીની કુટિલતાએ, કહાડચા હા વનવાસે,
મિત્ર ! શાને૦ ૨

પાંડવ પ્રબલી પુણ્યે પૂરા, કૌરવ દિલ ન ભાવ્યા,
સજ્જન રડતા સૌને જોતાં, બ્હાનું કહાડી કઢાવ્યા,
મિત્ર ! શાને૦ ૩

કલિકાલે પણ એમજ ચાલે, સજ્જનો કેદ પુરાયે;
દુર્જનો એના દુઃખમાં ખુશી, સજ્જન ઉર અકળાયે,
મિત્ર ! શાને૦ ૪

સજ્જન સ્નેહે પ્રાણ પોતાના, અર્પે સત્યને માટે,
કષ્ટ વિયોગો સામાં આવે, સર્વ સહે શિર સાટે,
મિત્ર ! શાને૦ ૫

સ્વાર્થી જનો ને નિમકહરામી, પીડા આપે એવી,
શોકની છાયા તોયે ન કયાંયે, જુઓ ચ્હેરો દૈવી !
મિત્ર ! શાને૦ ૬

એ દિવ્ય પુરૂષો દિવ્ય વૃત્તિથી, હમેશાં આનંદ માને;
પ્રભુની ખાતર દુઃખ વિયોગો, હર્ષ સમાન તે જાણે,
મિત્ર ! શાને૦ ૭

---

## એ દિન ક્યારે જોઈશું ?



[ ડાકડમાક છોડી ચાલવું–એ રાગ ]

એ દિન ક્યારે જોઈશું, રહીશું એ સ્થિતિ માંહિ;
ભવસ્થિતિ બંધન છેદવા, ક્યારે થઇશું ઉત્સાહી ?
એ દિન ક્યારે જોઈશું ? ૧

એકાન્તે રહીને એકલા, ધરીએ અંતર ધ્યાન;
'પ્રભુ પ્રભુ' શબ્દને સાધતાં, રૂહે નહિ અન્યનું ભાન. એ૦ ૨

વિરતિ વૃત્તિ જ્યાં આત્મની, નિઃશેષ નિગ્રહરૂપ;
દૃષ્ટિ ન સ્થાપીએ દૃશ્યમાં, જોઇ એ ભવકૂપ. એ૦ ૩

જન્મ મૃત્યુ રોગની, થાય ન ભીતિ લવ માત્ર;
થાયે આનંદ દુઃખમાં, થાતાં પાત્ર સુપાત્ર. એ૦ ૪

પૂર્ણાનંદ દશા ભાવતાં અહર્નિશ નિજ સ્વરૂપ;
ધ્યાયીએ ધ્યાનમાં ધ્યેયને, મેળવી હર્ષ અનુપ. એ૦ ૫

---

૯૬

# પરમ શાંતિ ક્યાં હશે ?



[ ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના–એ રાગ. ]

પરમ શાન્તિ પ્રભો ! ક્યાં હશે ? ક્યાં હશે પૂર્ણાનંદ જી ?
કિન્તુ એ સ્થિતિ પામવા, વૃત્તિ ના પડે મંદ જી. પરમ૦ ટેક.
ધન્ય જીવિત ધન્ય એ દશા, એવો પ્રશ્નાવકાશજી,
ઉત્તર ગુરૂ આપે અહો ! પરમ શાન્તિ સ્વ–પાસ જી. પરમ૦ ૨
પણ ભય, દ્વેષ, ને ખેદના, તણખા અગણિત વાયજી,
એ આવરણથી જીવની, શાન્તિ સહજે છૂપાયજી. પરમ૦ ૩
સંયોગ, વિયોગ, સ્નેહમાં, અગણિત જે ચિત્ત ભાવજી,
ક્ષણ ક્ષણ ચંચળતા ગ્રહે, ભયનો જુઓ સ્વભાવજી. પરમ૦ ૪
અપ્રિય–સંયોગ વસ્તુમાં, વર્ષે ઉર ધિક્કાર જી,
અસૂયા પણ આવે દૃષ્ટિમાં, એ સૌ દ્વેષવિકારજી. પરમ૦ ૫
અબોધ દશાથી, જે, જીવ તે, ક્ષણ ક્ષણ શ્રમિત થાયજી,
ઉત્સાહ ન પામે અર્થમાં, જુઓ ખેદ જણાયજી. પરમ૦ ૬
પૂર્ણ મુમુક્ષુતા આવતાં, દ્વેષ ભય ખેદ જાયજી,
પ્રશ્ન પૃચ્છા પછી ના રહે, સહજે શાન્તિ જણાયજી. પરમ૦ ૭
પણ ચરમાવર્ત્ત જો જીવને, ને ચરમ કરણ થાયજી,
પૂર્ણાનંદ તો થઇ રહે, સર્વ અશાન્તિ જાયજી. પરમ૦ ૮



# ટીકા.



[ આ ટીકામાં દરેક કાવ્યની રચનામાં રહેલી વિશિષ્ટતા અને કર્તાના કયા મનોભાવમાંથી તેનો જન્મ થયો તે દર્શાવવાનો માત્ર યત્ન કર્યો છે. કઠીન શબ્દોના અર્થો પણ આપ્યા છે ].

**હિતોપદેશ** [ પાનું ૧ ]

(૧) એક વ્યક્તિ સારી સ્થિતિપર હતી, તેણે પ્રકૃતિની છંદતાને લીધે લોકરૂચિનો પણ ખ્યાલ મૂકી અધઃસ્થાનને પસંદ કર્યું, ત્યારે હૃદયમાં આઘાત થવાથી આ ઉદ્દગારો નિકળ્યા છે. પિંડતણું=પુરૂષપણાનું. જાણુ હતો યશ=વિશ્વવિખ્યાત હતો. વિચાર=આત્મોન્નતિનો વિચાર.

(૨) ધન માટે મનુષ્યને થતી ભ્રાન્તિને સિંહથી મૃગને થતી ભ્રાન્તિ સાથે સરખાવી છે. હાટે=દુકાને ( તે જ કામમાં )

(૩) કાળની અનંતતામાં સર્વ વસ્તુ ક્ષણિક છે અને પર્યાયના નિયમને અનુસરી સર્વ વસ્તુમાં ફેરફાર થયાં જ કરે છે.

(૪) મંદિર અને મશાણ, રેશમગુંફિત સેજ અને કાષ્ટવિભૂતિ તથા ભસ્મવિભૂતિ, એ બધામાં રહેલો પરસ્પર વિરોધાભાસ આ છંદની વિશિષ્ટતાસૂચક છે. ઠરાવું=સ્થાયી થવું યા રહેવું. ધન=જથો–ઢગલો. ગુંફિત=ગુંથેલી. વિપુલ=અતિ. સિંચિત=સિંચન કરાએલી.

(૫) નિદાન=કારણ. સાન=સમજણ. અજાણ=અજ્ઞાન. શુભ...કાપે= દુષ્કાર્ય કરે છે.

(૬) મનુષ્ય ખુશીથી ભોમને ન છોડે, પણ જરૂર શરીર છૂટતાં તેને છોડવા પડશે. હમેશાં સ્વસ્થતા મનુષ્ય રાખી શકે છે, પણ સજ્જન કે સ્નેહીઓનો વિયોગ થતાં તેમ નહિ રાખી શકે. મનુષ્ય કુબુદ્ધિ નથી કરતો, પણ મોહ કે રોગ આવતા કુબુદ્ધિમાં પડી જાય છે. સામાન્ય રીતે મનુષ્ય શોક નથી કરતો, પણ વૈભવો જતાં તે તદ્દન શોકમાં ડૂબી જાય છે.

(૭) વિદુઃખ=સુખ. તનો=શરીરો.

• (૮) વાદળરૂપી=વાદળની માફક ક્ષણમાં દશ્ય અને અદશ્ય થતી. પ્રભુતા=મોટાઇ. વિદ્યુત=વિજળી. જાયા=સ્ત્રી.

(૯) ધૂમ્રતણું પાન=અગ્નિ સમીપ બેસી તપ કરવું તે.

(૧૦) ભ્રાંતબને=ગભરાઇ જાય. છીલ્લર=ખાબોચિયું. આયુધ=હથિયાર. શૃગાલ=શીયાળ.

(૧૧) માનવી=મનુષ્ય. માન=કબૂલ કર(સમજ). વિમાન=માન-વિનાના. જાન=જીંદગી. સુહાર=સારો કંઠો. હર્મ્ય=રમ્ય આવાસ (હવેલી). માર=મરણદુઃખ.

## શાન્ત શીખ [ પાનું ૪ ]

દેહની ક્ષણભંગુરતા વિચારી આત્મપંથને લક્ષ્ય બનાવવું એ ઉપદેશનો ઉદ્દેશ આ કાવ્યમાં રહેલો છે. અંતર્ગર્ભિત=અંદર રહેલ. ગેહે=ઘરમાં (સંસારમાં). પેખો=જુઓ. ઉવેખો=અણગમો. ઉપાર્જિત=સંપાદન કરેલું. મનસા=અંતરમાં. શમ=સંતોષ. દમ=દમન. ભવોદધિ=ભવસાગર.

## સામાન્ય શિક્ષા [ પાનું ૫ ]

આ કાવ્યમાં પ્રેમની વિશેષતા, મોહની વિચિત્રતા, કાળની અનંતતા સમજાવી છે, ને જીવ જગત્ જેવી બાબતોની તો ઘણી અગમ્યતા છે તેવું બતાવ્યું છે. આ ખ્યાલ એકાન્તમાં મનુષ્યજીવન અને જગતનો ઉંડો વિચાર કરતાં થઇ આવ્યો છે. અશેષ=આખા. ઓઘ=ઢગલો. અગમ્ય=ન સમજાય તેવી. અજાણ=હે અજ્ઞાની માણસ ! વિમાન=દેવગૃહ.

## ભૂલથી ભરેલ આત્મા પ્રભુને શું કહી શકે ? [ પાનું ૫ ]

આત્માને વિશુદ્ધ બનાવવા જે પ્રભુપ્રાર્થના આવશ્યક છે તેનો આ કાવ્ય એક નમુનો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ મોક્ષ મેળવવાનાં સાધનો છે, પરંતુ એ ચારે વિષયોમાં મનુષ્યની ત્રુટીઓનું અવલોકન કરી, પ્રભુ પ્રત્યે તે ત્રુટીઓ સુધારવા નમ્ર પ્રાર્થના ગુજારવામાં આવી છે. પ્રાર્થના કરતા લોકનો ખ્યાલ આવતાં દિલ સાથે વિચાર થયો કે આમાંની કઇ યોગ્યતા તેનામાં છે ? સૌમતા=પ્રિયપણું. તૃપ્તિ=સંતોષ. ત્રપા=શરમ.

નૈસર્ગિક=કુદરતી. સમતોષ=સંતોષ. સંવેગ=વૈરાગ્ય. નિર્વેગ (નિર્વેદ)=વિકાર-રહિતપણું. રંગ=સ્વભાવ.

### વિચારણા [ પાનું ૭ ]

સંસારની ક્ષણભંગુરતા વિષે એકાંતમાં ઉદ્‌ભવેલી ‘ વિચારણા.’ પરતંત્રતા=પરવશપણું. ભાર=બોજ, કીમત. વિલસતા=અનુભવતા. પાંડુ=ફીક્કા, શ્વેત. દંતાવળી=દાંતની હાર. ભ્રષ્ટ=પડી જવું તે. આનન=વદનમંડળ.

### કામિની [ પાનું ૮ ]

પ્રથમ છંદમાં સ્ત્રીની હીલચાલનું વર્ણન કરવામાં આવ્યું છે. બીજામાં તેનાં શિર, નયનો અને સ્તનોનું ચિત્ર રજુ કર્યું છે. ત્રીજામાં તેના મુખકમલનું મનોહર વર્ણન કર્યું છે. પૂર્ણિમાના દિવસથી ચંદ્રકળાનો જે ક્ષય થાય છે તે તેના વિયોગને આભારી છે એમ કલ્પના કરવામાં આવી છે. આવી ક્ષીણ દશામાં પણ મધ્ય રાત્રિએ ચંદ્ર ઉદય પામે છે તેને, તે સુંદરીના અધરરસનું પાન કરવા ઉગ્યો હોયની એમ કલ્પવામાં આવ્યું છે. આવી રીતે સ્ત્રીઓનું અતિ શૃંગારિક અને કાવ્યકૌશલ્યપૂર્ણ વર્ણન સમાપ્ત કરી, પ્રેમની વિશેષતાનું આલેખન પતંગ અને દીપ, ચકોર અને ચંદ્ર, કોયલ અને આમ્ર વગેરેના ઉદાહરણથી સ્થાપિત કર્યું છે. છેવટમાં આવા પ્રેમમાં પડનારા મનુષ્યોનું જીવન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ નિરર્થક છે એમ ઉલ્લેખન કર્યું છે. અંગરાગ=અંગને વિલેપન કરવાના પદાર્થો. તંબુ=તંબુના આકારના સ્તન. તંગ=અક્કડ. મસ્તમોહ=મોહથી મસ્ત બનેલી. માલતી=માલતીની પેઠે. દૃષ્ટિશૃંખલા=કટાક્ષ–સાંકળ. ફણિપતિ=નાગ. તરલ=ચંચળ. કુરંગ=મૃગ. કામકુંભો=કામને ઉત્પન્ન કરનારા કુંભ. સદન=ગૃહ. ક્ષોભ=લજ્જા. વામી=વમીને કૃશ=પાતળુ. મિષ=બહાનું. ભાલે=કપાળ ઉપર. પીક=કોકીલા. દ્વિરેફ=ભ્રમર. કંજ=કમલ. વિતર્ક=તર્કશક્તિહીન.

### પ્રેમનો અનાદર [ પાનું ૯ ]

ગાજવિજ સહિત અભ્રથી છવાયલા ગગનમંડળને નિરખતાં મોરને અતિશય આનંદ થાય છે. પરંતુ મોરના કલરવથી કાંઇ ગાજવિજ સહિત

અભ્રનું આગમન ગગનમંડળમાં થતું નથી. એ બીનાને મોરના પ્રેમનો અનાદર કરવા સમાન આલેખવામાં આવ્યો છે, ને આ દૃષ્ટાંતથી મનુષ્યને પ્રેમની અપૂર્ણતાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. જીમૂત=વાદળાં. પૂર્ણ પ્યાસ=પૂર્ણ તૃષા હોવા છતાં.

### ત્યાગાભિલાષ [ પાનું ૯ ]

જ્યોતિ=પ્રકાશ. આપ=આત્માની. અકળ=ન કળી શકાય તેવી. જ્ઞાતિ=આપણા જેવો જીવસમૂહ.

### મોહાંધોની દશા [ પાનું ૧૦ ]

કામિનીના કટાક્ષમાંથી બચવા તત્ત્વવેત્તાઓ આ સંસારનો ત્યાગ કરે છે જ્યારે અજ્ઞાની મનુષ્યો તેમાં ફસાય છે. મૃગશિશુસમ=મૃગબાળ જેવા અજ્ઞાન. વિંધ્ય=વીંધાવાના સ્થળ આગળ. સ્મરશર=કામબાણ. ભર=પુષ્કલ. વક્ર=વાંકા. ભ્રૂચાપ=ભ્રકુટી રૂપી ધનુષ્ય. કટુક=આકરા. મરમવેત્તા=તત્ત્વજ્ઞાની. શિશુ=બાળક.

### સ્ત્રીઓની ચંચળતા [ પાનું ૧૦ ]

જેવી રીતે વિજળી પૃથ્વીપર ફરી વળી પાછી વાદળમાં લોપ પામી જાય છે તેવી રીતે સ્ત્રીઓ અન્ય મનુષ્યોને શોધ્યા પછીથી પોતાના પ્રિયતમ પાસે જતી રહે છે. ઘન=વાદળાં. તડિત=વિજળી. રોધે=રોકે.

### મોહમય પ્રેમ [ પાનું ૧૧ ]

આખી કવિતામાં મોહનું સ્વરૂપ દૃષ્ટાંતો સાથે આલેખ્યું છે. દૂત=સંદેશક. શતકી=એક વિદ્યાધર. વિદ્યાધની=વિદ્યારૂપી ધનવાળો. અવિચળ=નિત્ય.

### મોહ [ પાનું ૧૨ ]

સુરનર=દેવનો રાજા. ભૂ-રાજેન્દ્ર=આ પૃથ્વીના રાજાઓ. સરજનહાર=બ્રહ્મા. દુહિતા=દીકરી. લાર=પાછળ. કલામાં=તેજમાં. ભગ=છીદ્ર. અર્હન્નિક=તે નામના મુનિ. છેહ=છેડો. આણુ=કાણુ.

### સમાજની મોહમયી દશા [ પાનું ૧૪ ]

ત્યાગીઓ અને જ્ઞાનીઓ પણ મોહના પંજામાં ભૂલા પડયા છે.

આત્મજ્ઞાની અને સંપૂર્ણ વૈરાગ્યવાળા મનુષ્યો કે જેમણે મોહના અનંત પાશને અનિષ્ટ સમજીને તેનો ત્યાગ કર્યો છે, તેનાં દૃષ્ટાંતો આ કાવ્યમાં છે. સાજ=સોબત. પ્રેમ અંબાર=પુષ્કળ પ્રેમમાં. પ્રબંધ=યંત્ર. દુર્ધર=ધારી-પકડી ન શકાય તેવો. અખંડ=અવિભક્ત, સંપૂર્ણ. તાગ=છેડો.

## મોહભર્યો સ્નેહ [ પાનું ૧૫ ]

આ દુનિયામાં મનુષ્યો મોહથી ઉત્પન્ન થતા સ્નેહને અસત્ ન સમજતાં સત્ સમજી ભ્રમણામાં પડે છે. આ કાવ્યમાં એવા સ્નેહનું સ્વરૂપ સમજાવ્યું છે. દૈવિક સાર=દૈવી દોલત. દુર્દન્ત=દમી ન શકાય તેવું.

## માયા [ પાનું ૧૬ ]

યારી=પ્રીતિ. તત્ત્વવલ્લી=તત્ત્વરૂપ ઔષધિ.

## દુનિયાનાં સુખ [ પાનું ૧૬ ]

લોભી ધનમાં, કામી કામમાં, ને માની માનમાં સુખ માને છે. ક્રોધી માણસો ક્રોધાવેશમાં સામાને સંતાપ કરી સુખ માને છે જ્યારે મૂર્ખ માણસો પોતાની મૂર્ખતામાં રચ્યા પચ્યા રહે છે. કાયા અને માયાની દેખીતી ભૂલભરેલી એકતામાં આખું જગત મચી રહ્યું છે, તેનું આલેખન આ કાવ્યમાં કરેલું છે. ઉત્તંગ=ઉંચે. ધામ=ધમણ.

## વિશ્વજીવોનું ચિત્ર [ પાનું ૧૭ ]

(૧) વિશ્વ જીવોના ભિન્ન ભિન્ન સ્વભાવો જોઇ હૃદયમાં જે લાગણીઓ થઇ આવી તેનો આ પડઘો છે. પરસ્વરૂપે=જગત્ સ્વભાવમાં. વક્ર=વાંકો.

(૨) જગત્‌ની રચના-વ્યવસ્થા માયાને લીધે વિષમતાવાળી છે. તેથી સત્ય-અસત્યનો નિર્ણય કરવો અતિશય દુર્ઘટ લાગે છે. વહ્નિ=અગ્નિ. વારિ=પાણી. જારી=ચાલુ. ક્યારી=પાળથી બાંધી લીધેલી ક્યારડી. મુગ્ધતા=બેભાનપણું.

## જગતનું ચિત્ર [ પાનું ૧૮ ]

(૧) આ આખા બ્રહ્માંડમાં કુસંપનું બળ વ્યાપી ગયું હોય એમ

જણાય છે. તેથી પોતે પોતાને કહે છે કે સુખ એ વસ્તુ કયાં હશે ? અખિલ=સંપૂર્ણ. દિગ=દિશા.

(૨) જગત્ જીવો સામુ જોઇ પ્રભુને હૃદય કહે છે કે હે પ્રભુ! આ મારો આત્મા અત્યંત તપ્ત થાય છે–બળે છે. [ શુદ્ધિઃ ત્રીજા ચરણમાં "સતપ્ત થાઉં મનના" ને બદલે "સંતપ્ત થાઉં મનમાં" એમ જોઇએ ]. સતૃપ્ત=તૃપ્તિ પામેલો.

(૩) આ માયાનાં બંધનો છૂટી શકતાં નથી, જોકે તેથી તેમાં અસૂયા (ઇતરાજી) થતી નથી; પણ એ બંધનો બહુ દુઃખરૂપ લાગે છે.

## આંતર વિચાર [ પાનું ૨૦ ]

(૧) મનુષ્ય જીવનમાં જીવો એક બીજા પ્રતિ કેવી ચાહના કરે છે તે જણાવી વિચિત્ર માયામય સંસારનો પ્યાર કેમ જીવ છોડી શકતો નથી, એમ પ્રશ્ન દિલ સાથે તે પોતે કરે છે!

(૨) મનુષ્ય માત્રની વિચિત્રતા જણાય છે, પણ નાદાન લોકની નીચતાની હદ સમજાતી નથી.

(૩) બહુ અંતરમાં વિચાર કરતાં દિલમાં કઇ સ્થિતિ ઉત્પન્ન થાય છે તે સમજાવ્યું છે. જ્ઞાનાવરણ=જ્ઞાનને રોકનાર (અજ્ઞાન). ઉપશમ=વિકારોનુ બંધ થવું. વિરતિ=સંયમભાવ. વૃત્તિમાં ચિત્તનો પ્રયોગ=બાહ્ય પ્રવૃત્તિ થવી તે.

## એકાન્તોક્તિ [ પાનું ૨૧ ]

પ્રભુપ્રિય સત્ય કાર્ય કરતાં જનસમૂહની અયોગ્ય ટીકાનો પ્રત્યેક મનુષ્યે ભય છોડી દેવો રહ્યો; કારણકે આન્તર દૃષ્ટિ પવિત્ર રાખી કોઈ પણ મનુષ્ય કાર્ય કરે છે, તો તેને ઇશ્વરકૃપા પ્રાપ્ત થયા સિવાય રહેતી નથી. ધરા=પૃથ્વી. પોક=દિલમાં કલેશ લાવી રોવું તે. અપુનિત=અપવિત્ર. ભીતિ=બીક. સંચાર=પ્રવૃત્તિ.

## દૃષ્ટિનું ખુલવું [ પાનુ ૨૨ ]

(૧) જેઓની આંતરિક જ્ઞાનદૃષ્ટિ વિકાસ પામી નથી, તેઓ કાયા કાંચન ને કામિનીના મોહમાં રીબાયા કરે છે ને આ જગતને છોડી

યોગ્ય વખતે જરૂર એકલા જવું પડશે, તે વસ્તુને સમજતા નથી;

(૨) પણ જેઓને આત્મજ્ઞાન થયું છે તેઓ આ જગત્‌ની માયા ખોટી જાણી દુનિયાનો વસમો વ્યવહાર તજી દે છે;

(૩) ને નિજ સ્વરૂપમાં લીન થાય છે. કાંચન=સોનું. કમનીયા=પ્રિય (વહાલા). સ્વાન્ત=ચિત્ત. ભાસ=ખ્યાલ (વિચાર). ભ્રાન્તમાં=ભૂલમાં. હા=હન્ત ( ખેદદર્શક ). મહન્ત=હે પ્રભુ ! ન્યારૂં=નિરાળું. ભદ્રા=સ્ત્રી. મુદા=હર્ષથી.

**મુનિરાજને** [ પાનું ૨૩ ]

મુનિઓની કઇ દશા હોવી જોઇએ એ વિષે આ છંદમાં જણાવ્યું છે.

**ચાર ભાવના** [ પાનું ૨૩ ]

મૈત્રી: દ્વેષ ત્યજી સર્વ પ્રાણી ઉપર મૈત્રીભાવ રાખવો. પ્રમોદ: જે પુરૂષો પવિત્ર હોય ને કોઇ પણ ગુણથી અધિક ગુણવાન્ હોય તેમાં હર્ષ (પ્રમોદ) ભાવ ધરવો. કરૂણા: અત્યંત દુ:ખથી રીબાતા પ્રાણી હોય તેમના પર કરૂણા (દયા) ભાવ ધરવો. મધ્યસ્થતા: જગત્‌માં અજ્ઞાનથી ને કંકાસથી ગુણ વિનાના જીવો વર્તે છે, તેઓ ઉપર પણ મધ્ય સ્થિતિ (ઉદાસીનતા) થી વર્તવું. ભવિજનો=સુપાત્ર જીવો. આસક્ત=લીન. ગ્રસેલા=ઘેરાયેલા. પ્રમોદ=હર્ષ. વ્રજ=સમૂહ. રોધી=રોકી.

દોહરા: [ પાનું ૨૪ ] પોતે પોતાને પૂછે છે કે ઉપર કથિત વાક્ય-માંનું તેં શું કર્યું ? વિશ્વનું એટલું બધું ઉંડાણ છે, કે તેનો માર્ગ હાથ કરવો કઠિન છે. આત્માનો ભાસ (પ્રકાશ) થતો નથી ને આંતર તર્ષ (તૃષ્ણા) છૂટતી નથી. એથી નીચે કહે છે કે ચિત્તવૃત્તિને રોકયા સિવાય તૃષ્ણા છૂટતી નથી. તે તૃષ્ણા છૂટયા સિવાય આત્માનો પૂર્ણાનંદ અનુભવાતો નથી. તાત્ત્વિક જ્ઞાન પ્રાપ્ત થયા સિવાય ચિત્તવૃત્તિ રોકાવી અશક્ય છે. ઉત્કર્ષ=ખેંચવો (પ્રાપ્ત કરવો). તર્ષ=તૃષ્ણા. નિરોધવા=કબજે કરવા. હૃદયાંબુજે=હૃદયકમળમાં.

**વૃદ્ધાવસ્થા** [ પાનું ૨૫ ]

આ કાવ્યમાં વૃદ્ધાવસ્થાનું બાહ્ય સ્વરૂપ સમજાવી પ્રભુભક્તિનું ભાથું યુવાવસ્થામાં બાંધી લેવાનો બોધ કરેલો છે. શ્રવણ=કર્ણ. વદન=મુખ.

રદન=દાંત. શ્રીકાર=સુંદર. અંબાર=ઢગલો. શોકજન્ય=શોકથી થતા. વક્ત્ર=મુખ. સિત્કાર=મુખનો નિઃશ્વાસ, પવન. વડવાનલ=અગ્નિ. ઉપચાર=ઉપાય.

**મનુષ્ય સ્વભાવ કેવો ખરાબ છે?** [ પાનું ૨૬ ]

મનુષ્ય સ્વભાવ એવો છે કે પોતાનાં અપકૃત્યોને શુભ કર્મમાં ખપાવવા યત્ન કરે છે, ને બીજાનાં શુભ કર્મોને અપકૃત્યોમાં ખપાવવા પ્રયત્ન કરે છે; પણ સત્ પુરૂષોને આવો સ્વભાવ ત્યાજ્ય છે. દરેક મનુષ્યે પોતાની ભૂલ હોય તેને પોતાની જાતે સમજી સુધારી લેવી. પણ બીજાની ટીકા ન કરવી એ આ કવિતાનો આશય છે. પ્રફુલ્લિત=હોંશીલો.

**ભાષા બોલવા વિષે** [ પાનું ૨૮ ]

અપ્રિય વચનો સાંભળતાં જેમ પોતાને દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ સામા મનુષ્યને અપ્રિય વચનો કહેવાથી દુઃખ થાય એ સહજ છે. અપ્રિય ભાષા બોલનારને મળેલાં માઠાં ફળોનો ખ્યાલ આપી અપ્રિય ભાષા ન વાપરવી એ ઉપદેશહેતુ આ કાવ્યમાં રહેલો છે. કુધી=કુબુદ્ધિ.

[ શુદ્ધિઃ કવિતાની બીજી ને ચોથી પંક્તિમાં 'સવ'ને બદલે 'સર્વ' શબ્દ વાંચવો ].

**નાદાન સાથે રહેવા વિષે** [ પાનું ૨૯ ]

ફુત્કાર=મુખનો છણુછણાટ. ગિરિ=પર્વત. ગહ્વરો=ખીણો. મુદા=હર્ષ. રતિ=આનંદ.

**કુદરતનાં ચક્રો** [ પાનું ૨૯ ]

આ જીવનને કુદરતથી જે નિર્મિત થયું છે, તે પ્રમાણે ચાલવાનું છે. તેમાં મનુષ્યોનું કાંઈ ચાલતું નથી.

**વિનય** [ પાનું ૨૯ ]

શંકર=સુખ કરનાર ( આત્મા ). અષ્ટધા=આઠ પ્રકારના.

( દોહરા ) (૧) જ્યાં સામાન્ય બાબતને પણ જીવ પૃથક્કરણ ( વિવેક ) કરી સમજી શકતો નથી, ત્યાં આત્મજ્ઞાનની શી આશા? જેમકે જેને દૃષ્ટિ જ નથી, તો પછી મોતીનું પાણી તે શું સમજે? (૨) હે પ્રભુ! મારી ભાગવાની ઇચ્છા ઘણી કરૂં પણ આંતર તાપ બુઝાતો

નથી. તોપછી હવે શું કરવું? મૌક્તિક=મોતી. વિજ્ઞાન=સારી સમજણ. દૃષ્ટિ=આંખ.

### મૂર્ખથી દૂર રહેવા વિષે [ પાનું ૩૦ ]

દુર્ગ=કિલ્લો. ગહ્વર=ઉંડી ખીણ. વનકંદર=વનની ગુફા. વનચર=પશુ–ભીલ. સુરેંદ્ર=દેવનો ઇંદ્ર. મિષ=બ્હાનું.

### ભલામણ [ પાનું ૩૦ ]

અમોઘ=પાછું ન પડે તેવું–સફળ. પંચબાણ=કામ.

### કાળ [ પાનું ૩૧ ]

કાળનું પરાક્રમ બતાવી દૃષ્ટિનાં દ્વાર ઉઘાડવાનો આ ઉપદેશ છે. કાળની છાયા જ્યાં ન હોય ત્યાં રહેવાનો વિચાર કરવો, કારણ ધનિક ને વિલાસી જેવા પુરૂષોને પણ કાળને શરણ થવું પડે છે. કરાલ=બીહામણી. ફાળ=તરાપ. ભાલ=જો. ચંડ=તીક્ષ્ણ. પ્રશાન્ત=શાન્ત. વિશાળ=મોટું. સ્વાન્ત=ચિત્ત.

### દુષ્ટની સોબત [ પાનું ૩૧ ]

ખલ જનોની સંગતિથી મનુષ્ય અવસ્ય બગડે છે તે દર્શાવનારાં આ બધાં કાવ્યો છે. ‘ શિખરણી ’ માં જાણી જોઇને કરેલા દુષ્ટ સમાગમ પછીનો પશ્ચાત્તાપ છે અને પછીનાં પદોમાં ખલ જનોની ખલતાનું સચોટ વર્ણન છે. પંકજ=કમળ. મંડૂક=દેડકો. બિસતંતુ=કમળના તંતુ. સિક્તા=રેતી.

### અયોગ્ય વિષે [ પાનું ૩૩ ]

સુપાત્ર મનુષ્ય લાયક માણસના વિયોગથી પણ કુપાત્ર બનતો નથી; પરંતુ કુપાત્ર માણસ સજ્જનના સહવાસથી પણ પાત્ર બનતો નથી, એનું વર્ણન આ બેઉ છંદોમાં છે. ગવી=ગાય. ખરી=ગધેડી.

### તૃષ્ણા [ પાનું ૩૪ ]

તૃષ્ણાનું સામાન્ય સ્વરૂપ અત્ર કથ્યું છે. નખાઈ જાય છે=મરણ પથારીએ પડે છે.

### શિખામણ [ પાનું ૩૪ ]

જારીમાં=વેશ્યાગમનમાં. હૃદિ=હૃદયમાં.

**જીવનમાં આશા** [ પાનું ૩૫ ]

ભોગમાં અનેક દુ:ખો છતાં મનુષ્યો કેવળ આશાથી જ જીવનને સુખરૂપ માને છે, એવું કુતૂહલ ચિત્તમાં ઉત્પન્ન થતાં લેખકે આ ઉદ્‌ગારો કાઢ્યા છે.

**અન્યોક્તિઓ** [ પાનું ૩૫ ]

**પ્રેમનો અનાદર:** આ કાવ્યમાં પ્રેમની કૃત્રિમતાનો ઉલ્લેખ છે. ચકોર પક્ષી ચંદ્ર તરફ પ્રેમ દર્શાવે છે પરંતુ ચંદ્ર તેના પ્રેમ પ્રત્યે ઉદાસિન રહે છે. આ અને બીજા કાવ્યના દૃષ્ટાંતના સમર્થનથી કાવ્યનો હેતુ સિદ્ધ કર્યો છે. લવ=અંશ ( થોડો ભાગ ). નલિની=ચંદ્રકમળ. સીતાંશુ=ચંદ્ર. ક્રમશે=પૂર્ણ કરશે. રોમાંચિતા=હર્ષાવેશથી યુક્ત.

**આત્મભ્રમરને:** ભ્રમરનું સરોજ કુદરતી નિવાસસ્થાન છે, પરંતુ ભ્રમર માલતી વીગેરે અન્ય પુષ્પોના રસનું પાન કરે છે. તેવી જ રીતે આત્માનું કુદરતી સ્થાન ધર્મ છે પરંતુ મનુષ્ય ધર્મ ઉપર પ્રેમ ન કરતાં પ્રકૃતિ ઉપર પ્રેમ કરે છે, તેથી આત્માને ભ્રમરરૂપે કલ્પી આ અન્યોક્તિ કરી છે. કૃત્રિમ=બનાવટી (નકલી). નિ:સર્ગ=કુદરતી. મધુપ=ભ્રમર.

**આત્મહંસને:** આમાં મનુષ્યના આત્માને હંસ કલ્પી ત્રિવિધ ઉપદેશ અપાયેલો છે. પ્રથમે માયાથી ક્લિષ્ટ બનેલા સ્થાનને ત્યજી આત્મજ્ઞાનના ઉચ્ચ પ્રદેશમાં જવા કહેવામાં આવ્યું છે. દ્વિતીયે હંસની માફક મનુષ્યે અદાંભિક અને કેવળ કુદરતી પ્રવૃત્તિ કરવી જોઇએ, એમ કહ્યું છે. તૃતીયે આત્માને સૂચન કર્યું છે કે તેની અત્યારની સ્થિતિ કુદરતી નથી જેથી ભવિષ્યમાં ઉચ્ચ સ્થાન (મોક્ષ) પ્રાપ્ત કરવા કુદરતી અથવા ધાર્મિક પ્રવૃત્તિ કરવી જોઇએ. ગતિ=ચાલવું તે. અબ્ધિ=સમુદ્ર. નૈસર્ગિક=સ્વાભાવિક. મૌક્તિક=મોતી (આત્મજ્ઞાનનાં તત્ત્વો).

**ચક્રવાકને:** ધૈર્યવાન પુરૂષો મહાન સંકટને પણ તરી જાય છે, એ ચક્રવાકની અન્યોક્તિદ્વારા સમજાવ્યું છે. અતિચંડ રશ્મિ હજાર ધારક=સૂર્ય. અબ્ધિ=મહાસાગર. આપદ=સંકટ.

[ અહીંથી આગ્રસુધીની અન્યોક્તિઓ સંસ્કૃત અન્યોક્તિઓનો

બનતાં સુધી તે છંદમાં શબ્દે શબ્દ અનુવાદ છે. માત્ર કેટલાક શ્લોકના છેલ્લા ચરણમાં આશય કે શબ્દોનો સહજ પર્યાય, ઉક્તિનો આશય ન સમાયાથી, થયો છે.]

**શુકને:** શુકનું બંધન તેની મીઠી વાણીને આભારી છે અર્થાત્ ગુણવાન મનુષ્યોને જે આપત્તિઓ આવી પડે છે તે તેમના ગુણોને આભારી છે એમ સમજવું. નભોવિહારી=આકાશમાં ઉડતાં. ગિરા=વાણી. ખગ=પક્ષી. કીર=પોપટ.

**બગલાને:** બગલાને હંસ ધારી, ગ્રહણ કરી, મનુષ્ય જ્યારે બગલા તરીકે જ અંતે તેને ઓળખે છે ત્યારે તેના શોકનો પાર રહેતો નથી. તેવી જ રીતે મનુષ્ય દુષ્ટ પુરૂષને સુજન ધારી તેની સોબતમાં ફસાય છે ત્યારે તેને અત્યંત શોક થાય છે.

**કરીરને:** ભ્રમરને કેસર, કમળ વીગેરે પુષ્પોમાં રહેવું ગમે છે પરંતુ કરીર એટલે કેરડાના વૃક્ષમાં રહેવું ગમતું નથી. સારાંશ કે ઉત્તમ મનુષ્યોને ઉત્તમ વસ્તુઓમાં જ પ્રેમ ઉત્પન્ન થાય છે. તેઓનું ચિત્ત અયોગ્ય વસ્તુઓમાં ઠરતું નથી. કરીર=કેરડાનું વૃક્ષ. યથેષ્ટ=ઇચ્છાનુસાર. મુકુલમાં=ગર્ભમાં. શશાંકધવલા=ચંદ્રપ્રકાશથી ઉજ્જ્વલ. પદ્મા=કમળ. તર્ષ=આતુરતા. મ્લાન=મલિન. ખંડ=વન. ક્ષેમ=કુશળ. કુંજરકર્ણ=હાથીના કાન. તાડિત=પ્રહાર કરેલું. વિટપ=વૃક્ષ. [શુદ્ધિ: 'ક્ષેમેથી' ને સ્થાને 'ક્ષેમથી' વાંચવું]

**ચાતકને:** ચાતક પક્ષી પોતાની તૃષા છીપાવવા વાદળાંમાંથી થતી વૃષ્ટિનો જ ઉપયોગ કરે છે. તે ચાતક પક્ષીને ઉદ્દેશીને કવિ કહે છે કે આકાશમાં જે જે મેઘ દૃશ્યમાન થાય છે તે બધા વર્ષશે એવી મિથ્યા આશા રાખી સર્વને યાચીશ નહિ, કારણકે થોડા જ મેઘ વર્ષે છે જ્યારે બાકીના ડોળ ઘાલી ખાલી ગર્જના કરે છે. તાત્પર્ય એ છે કે મનુષ્યે ડોળી માણસને 'આ દાતા છે' એમ સમજી લેવું નહિ. આર્દ્ર=ભીની.

**ભૃંગને:** (૧) અતિશય સહવાસ અનાદરને પોષે છે. એ કથનની સત્યતા ભ્રમરની વિવિધ પુષ્પો વિષે રહેલી આસક્તિથી પુરવાર થાય છે. (૨) જેમ ભ્રમર કેતકીના ગંધ અને વર્ણથી લોભાઇ તેમાં

ફસાય છે તેમ મનુષ્યો દાંભિક પુરૂષોના ડોળથી ફસાય છે. (૩) ઉચ્ચ ભૃંગ—આત્મા મલ્લિ વિગેરે અન્ય સ્થાનરૂપ પ્રકૃતિને નહિ ઇચ્છતો પોતાની શાન્તિરૂપ સહજ નિવૃત્તિસ્થાનનું ધ્યાન કરતો ત્યાં પોતાના સહજ સુખમાં ઠરી જાય છે. (૪) ભ્રમર અનેક પુષ્પોમાં રમણ કરે છે અને અંતે સૂર્યકમળમાં રાત્રિ વિશે ફસાય છે. એવી જ રીતે સ્થાનભ્રષ્ટ પુરૂષો અંતે પસ્તાયા સિવાય રહેતા નથી. કંજ=કમળનું વૃંદ. મંદધી=મંદબુદ્ધિવાળો. મયલજ=ચંદન. નિશાકર=ચંદ્ર. (૫) ભ્રમર સુગંધિત પુષ્પો ત્યજી કેરડાના શુષ્ક—વૃંદમાં ગમન કરે છે ત્યારે તેની સ્થિતિ ખરેખર હાસ્યપ્રદ છે. તેમજ મનુષ્યો જ્યારે પોતાની કુદરતી પ્રવૃત્તિઓ ત્યજી અસ્વાભાવિક પ્રવૃત્તિઓને અંગીકાર કરે છે ત્યારે તેમની સ્થિતિ પણ હાસ્યપ્રદ થાય છે. કાલમૃગારિ=કાળરૂપી સિંહ. નિર્ધન્ય=ક્ષુદ્ર.

**કૃત્રિમ કોકિલા પ્રતિ:** કાગડી અને કોકિલાનાં બાહ્ય સ્વરૂપ ઘણે અંશે મળતાં આવે છે પરંતુ તેમના ગુણોમાં ઘણું અંતર રહ્યું છે. મનુષ્યે બાહ્ય સ્વરૂપથી ન ઠગાતાં તે વસ્તુના ગુણની પરીક્ષા કરવી એ ઉપદેશ આ કાવ્યમાં રહેલો છે. કાનન=વન. ગિરા=વાણી.

**કેતકી પ્રતિ:** કેતકી પત્ર કાંટાથી વીંટળાયલું હોય છે, તેથી ભ્રમર તે પત્રોમાંથી રસ ચૂસી શકતો નથી. છતાં તે પત્રો પ્રત્યે તેનો કુદરતી પ્રેમ એટલો બધો છે કે તે, તે પત્રોની આસપાસ જ ગુંજારવ કર્યા કરે છે. સારાંશ એ છે કે પ્રેમી પુરૂષ પ્રેમપાત્ર પ્રત્યે તેનાં દૂષણોની દરકાર કર્યા સિવાય સતત પ્રેમ રાખે છે. લવ=કિંચિત્.

**બ્રહ્મપ્રતિ:** હરણ, મનુષ્યની સરખામણીમાં, ઘણું જ ઓછું ઉપયોગી ગણાય છે તેની નાભી વિષે બ્રહ્માએ કસ્તુરી પેદા કરી છે. તો બ્રહ્માએ જો દુર્જન મનુષ્યોની જીહ્વા સુભાષિત બનાવી ન હોત તો જગત ઉપર કેટલો ઉપકાર થાત? ધાત=બ્રહ્મા. મનિષા=બુદ્ધિ. જીહ્વા મૂળે=જીભમાં. [ શુદ્ધિ: ‘મૅળે’ને સ્થાને ‘મૂળે’ વાંચવું ].

**ચંદન પ્રતિ:** (૧) વાંસની ઝાડીમાં ચંદનનાં વૃક્ષો સહજ ઘણાં પેદા થાય છે, પરંતુ પવનવડે વાંસ સામસામા ઘસાવાથી અગ્નિ પેદા થાય છે;

તેથી આખા વન સાથે ચંદનનાં ઝાડોનો પણ નાશ થાય છે. તો સત્પુરૂષોએ દુષ્ટ મનુષ્યના સહવાસમાં રહેવું નહિ એ કાવ્યોદ્દેશ છે. વિપિનમાં=વનમાં. નિર્ઘર્ષ=ઘસાવું.

(૨) ચંદનના વૃક્ષ કરતાં વનમાં અતિશય મોટાં ઝાડો રહેલાં છે. ચંદનનું વૃક્ષ નાનું હોવા છતાં પણ મનુષ્યને અપાર આનંદ આપે છે. ત્રિદિવે=આકાશે. મહિરૂહો=પૃથ્વી વિષે ઉગેલાં તરૂઓ.

(૩) કોઇ પણ વૃક્ષ ચંદનના વૃક્ષની પેઠે બળી ગયા પછી મનુષ્યને ઉપયોગી રહેતું નથી. ચંદનનું વૃક્ષ પ્રજ્વલિત થાય છે ત્યારે પણ પોતાની સુગંધીથી જનહૃદયને આનંદ આપે છે; કિંવા સજ્જનો પોતાનો નાશ થયા છતાં પણ જનસમાજને ઉપયોગી થયા સિવાય રહેતા નથી. કાન્તામુદદ=સ્ત્રીને આનંદ આપનાર. વિટપી=વૃક્ષ. તપનકર=સૂર્ય.

(૪) ચંદન વૃક્ષને ફળ પુષ્પ હોતાં નથી. તેની આસપાસ જે નાગ જોવામાં આવે તે તેના રક્ષણાર્થે ત્યાં રખાયેલા છે તેમ કલ્પના કરવામાં આવી છે. પરંતુ ચંદનને જો ફળપુષ્પ હોય તો સ્વરક્ષણાર્થે આથી પણ અધિક ઝેરી જાનવરો તે રાખત, એમ કલ્પી તેને ઠપકો દેવામાં આવ્યો છે. સારાંશ એ છે કે સજ્જનોએ પોતાના રક્ષણ સારૂ પણ દુર્જનોની સેવા અંગીકાર કરવી નહિ જોઇએ. ફણિધરો=નાગ. દૈવાત્=કર્મવશાત્.

(૫) કર્પૂર (ચંદન) સિવાય ઘણાં વૃક્ષોને ફૂલ ને પુષ્પો છે, તોપણ ચંદનમાં જનસમૂહ વધારે પ્રેમ રાખે છે.

(૬) નાગો પોતાનું વિષ ચંદનની આસપાસ ફેલાવે છે, છતાં ચંદન તેમને પોતાના પરિમળથી પોષે છે, કિંવા સત્પુરૂષો દુષ્ટ મનુષ્યોને પોતાને પીડા કરી હોવા છતાં પણ પોતાની સમદૃષ્ટિથી પોષે છે. ગંધસાર=ચંદન. પરિમળ=સુગંધ. સમદૃષ્ટિ=સમભાવ.

(૭) ચંદનને કાપે છે ત્યારે પણ તે સુવાસ આપે છે; તેને ઘસે છે

ત્યારે પણ તે સુવાસ આપે છે; ને તેને બાળે છે ત્યારે પણ સુવાસ આપે છે. મનુષ્યે આથી ધડો લેવાનો છે કે પોતાને અપકાર કરનાર મનુષ્યની પ્રતિ પણ ઉપકાર કરવો જોઇએ. પાટીર=ચંદન.

**આમ્ર પ્રતિ:** (૧) કેરીના રસમાં એવો અપૂર્વ સ્વાદ છે કે તેનો સતત ઉપયોગ કર્યા છતાં તેના પ્રત્યે અરૂચિ પેદા થતી નથી. આ તેનું અસામાન્ય લક્ષણ ધ્યાનમાં રાખી, કવિએ તેના રસના માધુર્યને ચંદ્ર, ચંદન અને કસ્તુરીના માધુર્ય કરતાં પણ ઉચ્ચ પ્રકારની કલ્પ્યું છે.

(૨) આમ્રમંજરી કામદેવના પંચબાણ પૈકીનું એક છે તેની ગણના અન્ય ચાર બાણોના કરતાં અધિક ગણવામાં આવી છે. લોલાક્ષીઓ=ચંચળ આંખવાળી (સ્ત્રીઓ). પલ્લવ=મંજરી. મંડન=શૃંગાર. મિષે=કારણે-(બહાને). નાયક=અગ્ર. (અત્યુત્તમ)

(૩) પંચબાણોમાંનું આમ્રમંજરી એક હોઇ, આમ્રને મદનનો સહચારી ગણી, તેની ઉત્તમતા સ્થાપિત કરી છે. યુક્ત=સહિત. ઉપેત= સહિત. સહચારી=મિત્ર.

(૪) આંબાને કેરીઓ થતાં રક્ષણાર્થે તેને કાંટાથી ઘેરી લેવામાં આવે છે, પરંતુ આમ્રનું વૃક્ષ પોતાની ઘટાને લીધે અલભ્ય છાયા પ્રસારે છે. ઉદયાસ્ય=ઉગતું તે. ગ્રામ=જથો. પ્રમુદદાયક=આનંદ આપનાર. અલભ્ય=પ્રાપ્ત ન થઇ શકે તેવી. નિષ્ફલે=ફળરહિતપણે.

(૫) આમ્રમંજરી કામબાણ ગણાવાથી ભૃંગના ઉપર તેનું શ્રેષ્ઠત્વ સહજ દૃશ્યમાન છે. કાનન=વન. ઉદ્યાન=બગીચો.

(૬) ધનવાન મનુષ્યો સાકરનો સ્વાદ લઇ શકે છે પરંતુ નિર્ધન મનુષ્યો તેમ કરી શકતા નથી. જ્યારે આમ્રસ્વાદનો ઉપભોગ તવંગર તેમજ ગરીબ મનુષ્યો પણ કરી શકે છે. સાકર અને કેરીની સરખામણીમાં કેરીને સાકર કરતાં ઉંચી પદવી આપી છે.

**કામદેવ પ્રતિ:** પતિવિયોગથી દુ:ખમાં આવી પડેલી કોઇ સ્ત્રીને, તે

શંકર છે, એવું સમજી કામ (શંકરનો શત્રુ) પોતાનું બાણ તૈયાર કરે છે, ત્યારે તે સ્ત્રી પોતે શંકર નથી એવો બચાવ કરતાં તેને (કામને) કહે છે કે આ જટા નથી, પણ બાંધેલો અંબોડો–કેશપાશ છે, આ ગળામાં ઝેર (શંકરને ગળામાં ઝેર હતું તેથી) નથી, પણ કસ્તુરી છે, મસ્તકપર ચંદ્રકળા નથી, (ધોળું છે તેથી) પણ ધોળું પુષ્પ છે, શરીરપર ભૂતિ (ભસ્મ) નથી, પણ પતિવિયોગથી ધોળાશ થઇ ગઇ છે. કચવીથી=અંબોડો. ગરલ=વિષ. શિરે=મસ્તકપર. શશિકલા=ચંદ્રકલા. ભૂતિ=ભસ્મ. જન્મી=થયેલી. સિતતા=શ્વેતતા. સ્થાણુ=શંકર. કુસુમશર=કામ.

**ધનાઢચ કૃપણ પ્રતિ:** મલયાચલ પર્વત ઉપર ઉગતાં અન્ય વૃક્ષોને તે પર્વતે પોતાનાં ચંદનનાં તત્ત્વો અર્પી સુવાસિત કરેલાં છે. અર્થાત્ માણસ ધનાઢચ હોવા છતાં સહવાસી જનોને ઉદારતાથી પોષે નહિ તો તેના ધનની કંઇ કીંમત નથી. હેમગિરીશ=મેરૂ પર્વત. પાર્શ્વતરૂ=પડખેનાં ઝાડ. દીનત્વ–ગરીબાઇ.

## મોહનિદ્રામાંથી જાગ ! [ પાનું ૪૩ ]

મોહનિદ્રામાંથી જાગવા માટેની આ ચેતવણી છે. સંસારનાં સગપણોની ક્ષુદ્રતા અને સ્વાર્થનું તેમાં આપેલું ચિત્ર એ એક ત્યાગીના વૈરાગ્યને શોભતું છે. દેદાર=દેખાવ. કુલભૂષણ=કુળના આભૂષણરૂપ. જીગર=હૃદય–હિંમત.

## હૃદયોર્મિ [ પાનું ૪૪ ]

(૧) દુર્ગુણના કાદવને નિવારી, સ્વપુરૂષાર્થથી યોગાભ્યાસ કરી, મનુષ્યને પ્રભુચિંતનપર પ્રેમ લગાડવા આ કાવ્યમાં કહેલું છે. સ્વરૂપ ઇચ્છિક=પોતાના રૂપને જોવા ઇચ્છનાર. વૃષ્ટિ=રેલમછેલ. નિજ વિસ્તાર=પોતાના વધવામાં. ઇત ઉત ભ્રમણ=જ્યાંત્યાં ભટકવું. સ્થૈર્ય=સ્થિરતા. સ્વરૂપાધાર=આત્મા. આગાર=ગૃહ. પંક=કાદવ. સરિતા=નદી. સચ્ચિન્મય=સ્થાયી જ્ઞાનમય. અન્ય દ્રશ્ય=બીજા પદાર્થો.

(૨) મનુષ્યને પ્રભુની સાથે એકતા થાય છે ત્યારે સોહં સોહં કુદરતી ઉદ્દગાર નીકળે છે ને તેને, સચ્ચિદાનંદમય વૃત્તિ પ્રાપ્ત થતાં સર્વત્ર હર્ષની સીમા રહેતી નથી. તે સ્થિતિ પ્રાપ્ત કરવા મનુષ્યે સ્વસ્વરૂપ વિચારવું; ભયવૃત્તિનો ત્યાગ કરવો; સદ્દગુણ અને સંયમને ગ્રહણ કરવાં; કર્તવ્યમાં વૃત્તિ વધારી અકર્તવ્યને વિસારવું; ઉપકૃતિમાં દૃષ્ટિ પ્રસારવી; અલક્ષ્ય વૃત્તિમાં લક્ષ્ય વૃત્તિ જોડવી; અને હૃદયને વિશુદ્ધ અને ઉત્કર્ષાભિમુખ બનાવવું. મનુષ્ય ઉપર પ્રમાણે વર્તી તે સ્થિતિને કેમ જલ્દી મેળવશે એવો અભિલાષ કવિને હૃદયમાં ઊર્મિરૂપે પ્રકટ થતાં આ કાવ્ય લખાએલું છે. વિવિક્ત=રહિત. વિસ્તીર્ણ=મ્હોળા. સન્મતિજન્ય=સદ્દબુદ્ધિથી પ્રેરાયેલી. ઉપકૃતિ=ઉપકાર. દૃશ્ય=પદાર્થ. દૃશ્યત્વ=જોવાપણું. લક્ષ્યવૃત્તિ=લગાડવાલાયક વૃત્તિ. અલક્ષ્ય=ઇશ્વર, આત્મા. દુર્ગમ્ય કૃત=કઠોર મોહથી કરેલ. હૃન્મંદિર=હૃદયમંદિર. ઉદ્દઘાટન=ઉઘાડવું. ક્રમ=પગ. તન્નિષ્ઠ=તેમાં રહેલ. સોહં=તે હું.

(૩) એક વખતે સુજ્ઞ અભ્યાસી સજ્જનના યોગનો વિયોગ થતાં જે લાગણી ઉત્પન્ન થઇ તે પરથી આ વિચારો સ્ફૂર્યા છે. નિષ્બંધ=નિર્બંધ. દ્દહે=બાળે. વિબંધ=છૂટાપણું. ક્ષોભક=ઉપદ્રવ કરનાર. કોણ=ખુણો. સંનિકર્ષતા=નજીકપણું. ઇષત્=થોડું.

(૪) હૃદયંગમ=હૃદયમાં પહોંચી શકે તેવી. કૃત્રિમ=બનાવટી. પાર્શ્વ=પડખું-પાસું. અનાહત=હણાય નહિ તેવી.

### ઉપદેશકો પ્રતિ [પૃષ્ઠ ૪૭]

હાલના જમાનાના ઉપદેશકોની રીતિનું વર્ણન આપી, તેમને પોતાનાં પાપ પ્રથમ કાપવા યોગ્ય ઉપદેશ આપ્યો છે. આ એક પ્રકારની ઉપાલંભોક્તિ છે. બુઝવશો=સમજાવશો. પાળો=પાળનાર. શ્રેણી=પંક્તિ. પરમાં=પારકામાં. લોકાપવાદ=લોકોમાં થતી નિંદા. દેશના=ઉપદેશ. કૃતિ=કાર્યો.

## હિતવિચાર [ પાનું ૪૮ ]

બાહ્ય=બાહિરની. કેલી=રમત. અંબુ=પાણી. અપમલ=મેલ વગરના. કમ્બુ=શંખ. માયિક યોદ્ધો=માયારૂપી શત્રુ. ગીરા=વાણી. સ્વાન્ત=ચિત્ત. પ્રસિદ્ધ પંથ=જાહેર રસ્તો.

## મુસાફર ચાલ્યો જા! [ પાનું ૫૧ ]

આમાં એક વ્યક્ત પ્રતિ આંતર બોધ છે. એક વ્યક્તિ પોતાના ટોળાને છોડીને નિકળી ફરી તે ટોળામાં આવવા તેણે પ્રયત્ન કર્યો, ત્યારે તે ટોળું તેના પ્રતિ ત્રૂટી પડયું. તે જોઇ તેને આ સૂચન કર્યું છે. વાલ્યો=ભરેલો. પ્રિય રસ્તો=મોક્ષનો રસ્તો.

## મુનિ પ્રત્યે [ પાનું ૫૨ ]

મુનિજીવન એકાકી અને નિઃસ્પૃહી છે, તેથી મુનિએ, નિવાસસ્થાન, મનુષ્ય સમાગમ, અને આશ્રિતોપરનો મોહ ત્યજવાં જોઇએ એવો ઉપદેશ આ કાવ્યમાં સમાયો છે. પોત=વહાણુ. ગોત=શોધ. બીચારો=કંગાલ. પરિજનો=શિષ્યવર્ગ.

## શ્રી વીરને વિનતિ [ પાનું ૫૨ ]

મોહનું સ્વરૂપ ઘણું ગહન છે. હર્ષશોકની લાગણીઓ, વૃત્તિના ભિન્ન ભિન્ન વિકારો, ધિક્કાર અને સ્વાર્થની ભાવનાઓ, યોગ અને તપ પ્રત્યે અભાવ, આ સર્વ, મનુષ્યને પ્રભુની કૃપા પ્રાપ્ત કરવામાં અટકાવ નાંખે છે. આ દુર્ગુણોને ત્યજી દેવા, ઇશ્વર પ્રત્યેક મનુષ્યને સામર્થ્ય આપે એવી પ્રાર્થના કરવામાં આવી છે. આહ્લાદ=આનંદ. પ્રત્યુહ=વિઘ્ન. શરણ્ય=આશ્રય કરવાલાયક. ચિત્ર સંયોગ=ભિન્ન ભિન્ન સંયોગ. અરતિ=આનંદનો અભાવ. મનઃસંકલ્પ વેદ=મોહ. ઉદ્દભૂત=આકરૂં. વ્રીડા=શરમ. કૃતિ=ક્રિયા. જુગુપ્સા=દુગુંચ્છા. કષાય=ક્લેશ. ઉપાસના=સેવના. વ્યવસાય=યત્ન. અનવધિ=પુષ્કળ. સત્વ=પોતાપણું.

## વિજ્ઞપ્તિ [ પાનું ૫૩ ]

શિષ્યની ગુરૂ પ્રત્યે ક્ષમા સારૂ નમ્ર વિજ્ઞપ્તિ કરવામાં આવી છે.

ગુરૂનાં કડવાં પણ હિતકારક વચનો શિષ્યે સહન કરવાં એમ પરોક્ષ સૂચના કરવામાં આવી છે. તકસીર=ભૂલ.

**મન-મધુપને** [ પાનું ૫૪ ]

ભ્રમરનો કુદરતી વાસ કમળમાં છે, તે છોડી ભ્રમરે અન્ય સ્થાનમાં રમણ કરવું તે અયોગ્ય છે, તેમ મનનો કુદરતી સ્વભાવ સંતોષ છે તે તજી લાલસામાં પડે તો તે અઘટિત ગણાય. મધુપ=ભ્રમરો. સુષ્ઠુ=સારી. કુટજ=કચરા જેવા, ઝાડ કે છોડવો તેનાથી થએલ. શશાંકધવલા=ચંદ્ર પ્રકાશથી શ્વેત. મકરંદ=પરાગ.

**પ્રદેશી રાજા અને કેશી મુનિ** [ પાનું ૫૫ ]

પ્રદેશી રાજા અને ચિત્ર સારથી એક વખત રથમાં બેસી અશ્વોની પરીક્ષા નિમિત્તે બહાર ઘણે દૂર સુધી જઇ આવી પોતાના બગીચામાં આવતાં ત્યાં તદ્દન અજાણ્યા સાધુના ટોળાને જુએ છે; ત્યારે પ્રદેશી રાજા વિસ્મય પામી ચિત્રને પૂછતાં ચિત્ર સારથીએ કહ્યું કે હે મહારાજ ! એ પુરૂષો જવાલાયક છે. તુર્ત જ ત્યાં આવી મસ્તકને ન નમાવે એવા પ્રદેશીએ નમસ્કાર કર્યા વિના પ્રશ્નો પૂછવા શરૂ કર્યા.

પ્ર.—શું તમો જીવ ને શરીર બે જુદાં છે એવું કહો છો ? ને તે સત્ય છે કે કલ્પિત વિચારો છે ? તમારા કહેવા પ્રમાણે જીવ શરીરથી જુદો હોય તો મારા પિતા નરકમાંથી આવી મને પાપ ન કરવા સમજાવે તો તમો સત્ય છો. (૪) ઉ.—કોઇ પુરૂષ તારી પ્રિયા સાથે સુખ ભોગવે તો તું શું તેને ફાંસી દેતાં થોડા વખત માટે પણ જવા દે ? નહિ જ. (૫-૬)

પ્ર.—એમ જ છે તો મારી દાદી સ્વર્ગમાંથી કાં ન આવે ? (૭) ઉ.—સ્નાનથી પવિત્ર થઈ કોઇ ભંગી સાથે કે ભંગીગૃહમાં શું વાર્તા કરવા ક્ષણભર ઊભો રહે કે ? નહિ જ. તેમ તે નથી આવતા. (૮)

પ્ર.—જીવ હોય તો, લોહકોઠીમાં ચોરને જીવતાં પૂર્યો, છીદ્ર પડયું નહિ, તો ક્યાં ગયો ? ઉ.—ગુપ્ત ભોંયરામાંથી સંગીતનો શબ્દ બહાર આવે કે નહિ ? આવે છે, તો તેમ. (૯)

પ્ર.—જો તેમ છે તો લોહકોઠીમાં ચોરના મૃત શરીરમાં એટલા બધા કીડાઓ ક્યાંથી આવ્યા ? ઉ.—લોહગોળામાં અગ્નિ પેસે છે, તેનાં છીદ્રો જોયાં છે ? ના. તેમજ. (૧૦)

પ્ર.—જીવ છે તો સબળ ને યુવાન મનુષ્ય જેમ એકી વખતે પંચ બાણને ફેંકે, તેમ વૃદ્ધ કાં ન ફેંકે ? (૧૧) ઉ.—ફેંકવામાં સાધનની અગત્ય હોય છે. જુના ધનુષ્યથી જેમ તીર ન જઇ શકે, તેમ વૃદ્ધથી બાણ નાંખી શકાય નહિ. (૧૨)

પ્ર.—જીવ હોય તો યુવાન જેમ લોહને ઉપાડે તેમ વૃદ્ધ કાં ન ઉપાડે ? ઉ.—ઉપાડનાર જીવ બન્ને સરખા છે પણ નવી ને જુની કાવડ માફક યુવાનનાં અને વૃદ્ધનાં શરીરો છે. જો જુની કાવડ, લોઢાને ઉપાડતાં ન ભાંગે તો વૃદ્ધ માણસ પણ કામ કરી શકે ! (૧૩)

પ્ર.—જીવતા ચોરને અને કાપકુપ કર્યા વિનાના મરેલા ચોરને કાંટાથી તોળ્યો પણ વધઘટ થઇ નહિ. ઉ.—ચામડાની કોથળીને પવનથી ભરીને ખાલી કરીને જોખો તો શું વધઘટ થશે ? (૧૪)

પ્ર.—જીવને પ્રત્યક્ષ જોવા ચોરના હજારો ટૂકડે ટૂકડા કરી નાંખ્યા, પણ જીવને જોયો નહિ. ત્યારે કેશી મુનિએ કહ્યું કે તું મહા મૂર્ખ છે. (૧૫) ઉ.—તારી માફક એક મૂર્ખે અગ્નિ મેળવવા વગડામાં કાષ્ટના કકડે કકડા કર્યા, પણ તેમાં અગ્નિને જોયો નહિ. (૧૬)

પ્ર.—હસ્તમાં આમળું જેમ પ્રત્યક્ષ દેખાય છે તેમ આત્મા દેખાય તો સત્ય માનું ! ઉ.—શરીર ને વનસ્પતિ વિગેરેને સ્પર્શે છે, હલાવે છે, તેને તું જુએ છે ? કોણ છે ? પવન છે, તો જેમ તે દેખાતો નથી, તેના કરતાં આત્મા ઘણો સૂક્ષ્મ છે તે કેમ દેખાય ? (૧૭)

પ્ર.—તમારા કહેવા પ્રમાણે ધારો કે માનીએ, તો હાથી ક્યાં અને કુંથવો ક્યાં ? ઉ.—દીવો, જેમ નાના હૉલમાં રાખો તો થોડો પ્રકાશ આપે છે ને મોટા હૉલમાં રાખો તો વધુ પ્રકાશ આપે તેમ જીવ નાના શરીર સાથે નાનો થાય છે, ને મોટા સાથે મોટો થાય છે. (૧૮)

પ્ર.—તમારૂં કહેવું સર્વ બરાબર છે; પણ અમારા વૃદ્ધોની પરંપરા પ્રમાણે જીવ શરીરથી જુદો નથી એવી શ્રદ્ધાને કેમ મૂકી શકાય ? ઉ.—મૂર્ખ વણિક જેમ લોઢાના બોજાને હરવખત ફેરફાર કરવામાં દુરાગ્રહ પકડી છોડી શક્યો નહિ ને રત્નોને લઇ શક્યો નહિ ને જેમ પશ્ચાત્તાપને પામ્યો તેમ તું પણ પશ્ચાત્તાપને પામીશ (૧૯)

આ સંવાદને અંતે પ્રદેશી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

નૂર=તેજ. ઘમંડ=અભિમાન. દૃતિ=કોથળી. પ્રાસાદ=મહેલ. પ્રસાદ=કૃપા–મહેરબાની.

## પિંજરનો પોપટ [ પાનું ૫૮ ]

કોઇ સુખી વ્યક્તિએ સ્વસ્થળને છોડી અન્ય સ્થળને ઉચ્ચ સમજી ત્યાં આશ્રય કર્યો; પણ ત્યાં શરીરે વ્યથા પામવાથી તે વ્યક્તિ પશ્ચાત્તાપ કરવા લાગી, તે આ કાવ્યનું મૂળ છે. વ્યથા=પીડા. પરિતાપ=પશ્ચાત્તાપ.

## પિંજરથી છૂટી જતા પક્ષી પ્રતિ [ પાનું ૫૯ ]

પ્રણયી જનના મરણને અંતે પ્રેમી મનુષ્યના વિલાપનું યથાર્થ ચિત્ર આ કાવ્યમાં રજુ કરવામાં આવ્યું છે. પ્રણયી=પ્રેમી. ભ્રંશકર=નાશકર. પ્રણયતરૂ=સ્નેહ–વૃક્ષ. ચિત્ર પથ=ગુંચવણવાળો માર્ગ.

## પવિત્ર પિંજર [ પાનું ૬૦ ]

પિંજરરૂપી કાયામાં પોપટ રૂપી આત્મા જ્યારે વાસ કરે છે ત્યારે તેના આપ્ત જનોને આનંદ થાય છે, પરન્તુ મૃત્યુ થતાં જ્યારે આત્મા સ્વસ્થાને જાય છે ત્યારે તે આપ્ત જનો વિવિધ પ્રકારે વિલાપ કરે છે ને દિલાસો લે છે. મરનાર જો સદ્‌ગતિને પ્રાપ્ત કરે છે તો તેના મૃત્યુને સફળ લેખી કવિ તેને આ કિલષ્ટ સંસારના બંધનમાં ફરી નહિ પડવા બોધ આપે છે. પુનિત=પવિત્ર.

## પૂરૂં સુખ ક્યાં છે ? [ પાનું ૬૧ ]

કોઇ પણ મનુષ્યના સહવાસથી પરિણામે દુઃખ આવે છે, એ

અનુભવ હૃદયપર થતાં આ અભિપ્રાય મૂકયો છે. હવામાં=નિર્જન સ્થાનમાં. દૃષ્ટિના પડમાં=આંખ આગળ. સયોગ=સહવાસ. અદૃષ્ટ=કર્મ.

**દગો** [ પાનુ ૬૨ ]

પ્રેમનો ઘાત થતાં, ખરો પ્રણયી મનુષ્ય બેપરવા બની, પોતાનું જીવન પ્રભુપ્યારમાં ઝૂકાવે છે ને પછી આ દુનીઆનાં દુઃખોની લેશ પણ દરકાર કરતો નથી. કાતિલ=કતલ કરનાર. કદમબોસી=પગચુંબી. જાલિમ=જૂલ્મ કરનાર. જહર=ઝેર. મહબૂબ=મહેમાન. દસ્ત=હાથ. ગુફ્તો=વાર્તાઓ. બ્હેતર=ભલું. બખીલ=કંજૂસ. એશ=આરામ. શુક્ર=પ્રાર્થના. જીસ્મ=શરીર. લેબાશ=વેશ. નફસ=લાલસા.

**માર્ગ મુમુક્ષુનો મોકળો.** [ પાનું ૬૩ ]

ઉત્કટ ભાવનાયુક્ત વૈરાગ્યવારિથી પરિપ્લાવિત એક મુમુક્ષુ હૃદયના આંતર ઉદ્‌ગાર આ કાવ્યમાં દર્શાવ્યા છે. મુમુક્ષુ=મોક્ષને ઇચ્છનાર. સાંઇજી=હે સ્વામીન્–હે ફકીર ! વિકાર=ફેરફારો.

**સહન કરતાં શીખો.** [ પાનું ૬૪ ]

ગમે તેવી ઉચ્ચ વ્યક્તિને પણ મનુષ્યો ત્રાસ આપતા હોય છે, ત્યારે તેને સહન કર્યા વિના બીજો કોઇ માર્ગ જણાતો નથી. ત્યારે તે સહન કરતાં મુખમાંથી આવા ઉદ્‌ગારો કહાડે છે. ખાલા=વચા.

**જીવને ઉપદેશ.** [ પાનું ૬૫ ]

સ્વભાવને વશ થઇ મનુષ્ય ‘ આ મારૂં અને આ તારૂં ’ એ ભાવના રાખે છે; પરન્તુ એ ભાવના કેવી મિથ્યા છે તેનો અત્ર ઉપદેશ કરેલો છે. અટવિ=વગડો. ઠુંઠ=અક્કડ.

**મુસાફરખાનું.** [ પાનું ૬૫ ]

એક વ્યક્તિએ પોતાના જેવી પ્રકૃતિ ને વેશવાળા ટોળા સાથે આનંદથી રહેવા ઇચ્છા કરીને તે ત્યાં રહી. પણ કાળનો અચિંત્ય કોપ આવી પડતાં આ પ્રમાણે તે ઝૂરી પડી. આ ઉપરથી જગતરૂપી મુસાફર-

ખાનાનો ખ્યાલ આ કાવ્યમાં આપ્યો છે. ત્યાં=આ મનુષ્ય લોકમાં. અધ્રુવ=અનિશ્ચિત.

**પ્રભુ ! કઈ રીતે આવું?** [ પાનું ૬૬ ]

પ્રભુના દરબારમાં પહોંચવાની યોગ્યતા વિનાના મનુષ્યની મુશ્કેલી-ઓનો ખ્યાલ આ કાવ્યમાં આપ્યો છે. અણુવાણુ=ઉઘાડા.

**ભોળા ભૃંગને.** [ પાનું ૬૮ ]

કાલે ખીલેલું આજે કરમાય છે તે ઉપરથી દરેક સ્થૂળ વસ્તુના ક્ષણિકત્વનો બોધ ભૃંગના સંબોધનદ્વારા કર્યો છે. ચમન=બાગ. જિગર=હૃદય.

**નિષ્ફળ પ્રયત્ન.** [ પાનું ૬૮ ]

જે મનુષ્ય પ્રકૃતિથી જ દુષ્ટ છે, તે ગમે તેવા સારા બોધથી યા બીજા કોઇ પણ ઉપાયથી સુધરી શકતો નથી. સૌમ્યવાળો=પ્રિયતા (ભલાઇ) વાળો. ગ્રંથી=ગાંઠ. ગંઠો=બાંધો-ગુંથો.

**અંતર્યામીના મેળાપ માટે ટળવળાટ.** [ પાનું ૬૯ ]

એક લોકપ્રિય સજ્જન આ મૃત્યુલોકમાંથી ચાલ્યો જતાં ભક્ત દિલનો આ હૃદય વિલાપ છે. અવદાત=વૃત્તાંત. નાખુદા=વહાણનો હાંકનાર. ગોપવી=ઢાંકી.

**રાત્રિ.** [ પાનું ૭૦ ]

સહસ્ત્રાંશુ=સૂર્ય. દિશિ=દિશામાં. પ્રતીચિ=પશ્ચિમ. વિભાવરી=રાત્રિ. દિગ્વિભાગે=દિશાપ્રાંતમાં.

**જીવનનું સાર્થક્ય શું કર્યું ?** [ પાનું ૭૦ ]

ગ્રંથકારે સ્વદૃષ્ટિથી જીવનનું જે સાર્થક્ય માન્યું તે સાર્થક્યની અપેક્ષાએ જીવનને નિરર્થક ગાળનાર પ્રત્યે ઉપાલંભનું આ લઘુ કાવ્ય છે.

**પંખીડું** [ પાનું ૭૧ ]

એક અજ્ઞાન વ્યક્તિ સારા ટોળામાં ભળી, પણ ત્યાં આનંદથી રહેતાં પ્રકૃતિની ભૂલવણીથી ગભરાઇ, તે ત્યાંથી નાસી છૂટી, તે ઉપરથી

પંખીની કલ્પનાપૂર્વક આ કાવ્ય લખ્યું છે. પ્રણય=પ્રેમ. આસ્વાદતાં'તાં=ચાખતાં હતાં. રૂચીર=સુંદર. દ્રુમ=વૃક્ષ. વિટપ=વૃક્ષ. પર્ણ=પાંદડાં. વિહંગ=પક્ષી.

## આયુષ્ય એળે જાયે [ પાનું ૭૨ ]

કુદરતની અકળ ગતિ કોઇ કળી શકતું નથી. ભ્રાંતિમાં પડવાથી, મનુષ્ય સત્ય માર્ગને ચૂકી, પોતાનું આયુષ્ય એળે ગુમાવે છે, તેનો ખ્યાલ આ કાવ્યમાં આપેલો છે.

## ખુદાઇનો સાહ. [ પાનું ૭૩ ]

આમાં પ્રકૃતિ (જડભાવ-કર્મ) અને આત્મા વચ્ચેની તકરાર બતાવી છે. પ્રકૃતિ કહે છે કે જગતની પરવા ને ઇશ્વરનો ભય મૂકી મારી સાથે દોસ્તી રાખો. જબાં=જીભ. જહાંગીર=ઇશ્વર. આશક=પ્રેમી. ખુદાઈ=મહત્તા. જામ=પ્યાલું. ખલ્ક=જગત્. લગ=હોડ. જહન્નમ=નરક. જિન્નત=સ્વર્ગ. નિખટ્ટુ=નકામી. વફાઇ=વફાદારી.

## રીબાતા પંખી પ્રતિ [ પાનું ૭૩ ]

પંખી પીંજરમાં પુરાતાં પરતંત્રતાના વિષમ દુઃખને ભોગવે છે; તેના દુઃખને નિરખતાં પંખીના કોઇ પ્રેમીએ સહાનુભૂતિની આ લાગણીઓ દર્શાવી છે. કહેવાની જરૂર નથી આ પંખી તે દેહપિંજરમાં પુરાએલો આત્મા જ છે. વિષમ=વિકટ. ઓઘ=ઢગલો-સમૂહ. ભમરા=ભ્રમરાઓ. કાષ્ટ-ઉર=કાષ્ટવત્ જડ હૃદય. જનિત=ઉત્પન્ન થએલાં. નિશાકાળે=રાત્રિને સમયે. ક્ષત=વિંધાયલું. અનલ=અગ્નિ. પુણ્યવલ્લી=પુણ્યૌષધિ.

## પ્રણયી ભૂલનું પરિણામ [ પાનું ૭૫ ]

જ્યારે સ્ત્રી અજ્ઞાત સ્નેહથી કરેલ ગુન્હો લાંબા કાળે યથાર્થ સમજે છે ત્યારે તેના કુમળા હૃદયમાં ઘણો ઉંડો ડંખ લાગે છે ને પશ્ચાત્તાપ કરી અંતે મરી ફીટે છે. આ મનુષ્ય સ્વભાવનું અત્ર ચિત્રાલેખન કરેલું છે.

## પ્રકીર્ણ વિચારો [ પાનું ૭૫ ]

(૧) ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતાં પાછળથી તેમાં શંકા કરવી એ અયોગ્ય છે, કારણકે આવી શંકા હૃદયમાં ક્લેશ ઉત્પન્ન કરે છે. (૨) પ્રેમી જનો સહવાસમાં આવતાં કોઈ કોઇ વખત ભ્રાંતિમાં પડી જાય છે પરંતુ તેમનો પ્રેમ કેવી રીતે દૃઢ થશે અને એકબીજાનું શ્રેય શાથી સધાશે એ વિચાર અહર્નિશ ધારણ કરી પોતાની પ્રવૃત્તિઓ કર્યે જાય છે. (૩) ગગનતળચારી=આકાશમાં ઉડતું. (૪) પંખી, કુદરતના નિર્માણથી, ઇચ્છા વા અનિચ્છાએ પીંજરમાં પુરાય છે ત્યારે તેણે ત્યાં મળતા સર્વ દુઃખોને સુખરૂપ માની નભાવી લેવું એ યોગ્ય છે. (૫) ઉસ્તાદ=પઢાવનાર (ગુરૂ). (૬-૭-૮) રસિક જનનો રસિકજન સાથે સંયોગ કેવી રીતે થાય છે તેનું વર્ણન આ ત્રણ છંદોમાં કરવામાં આવ્યું છે.

## ભૃંગને સદ્બોધ [ પાનું ૭૭ ]

રસહીન પુષ્પમાંથી રસ ચૂસવાને નિષ્ફળ મથન કરતા ભૃંગને રસભરિત પુષ્પનો-સ્થાનનો અંગુલિનિર્દેશ કરતાં ગ્રંથકાર ભૃંગને સદ્-બોધરૂપે આ કાવ્ય કથે છે. ભૃંગદ્વારા તત્ત્વશોધક મુમુક્ષુને જ આ શબ્દો સંબોધાયલા સમજવાના છે.

## સ્થિતિપરિવર્તન. [ પાનું ૭૮ ]

દુઃખનો ભાર પડતાં પ્રણયી હૃદય ઉપર આઘાત કરનારૂં સંકટ આવતાં જે અનિષ્ટ સ્થિતિપરિવર્તન થાય છે, તેવા કાળે ગ્રંથકારે સહૃદયતા-પૂર્વક આપેલું આ આશ્વાસન છે. આશાના કિલ્લાઓ બાંધી મનુષ્ય વધારે સંકટને વહોરી ન લે એવો ઉપદેશ તેમાં રહેલો છે.

## સ્ત્રીશરીરની વિરૂપતા. [ પાનું ૭૯ ]

સંસારપ્રતિના વૈરાગ્યથી વાસિત હૃદયના આ ઉદ્ગારો સ્ત્રીની વિરૂપતાનો ખ્યાલ એકાંત દૃષ્ટિથી આપે છે.

## ઉરમાં થતું દુઃખ. [ પાનું ૭૯ ]

મનુષ્યનો સ્વભાવ પૂર્વકૃત કર્મોથી બંધાય છે, ને તેની વિવિધ

પ્રકારની આ જગતમાંની વિટંબનાઓનું વર્ણન મનુષ્યના ઉદ્દગારોદ્વારા અત્ર દર્શાવેલું છે. પૂર્વકૃત=પૂર્વજન્મમાં કરેલાં. અનર્ગલ=ઘણું. પીડના=પીડા.

## બાહ્યાંતરનો વિરોધ તથા કુદરતની કૃતિ [ પાનું ૮૧ ]

કુદરતની કૃતિ ન્યારી છે. બહારથી દેખાતી સુંદર વસ્તુઓમાં અંદરથી ઘણી ખામીઓ નજરે પડે છે; તેમ જ બહારથી દેખાતી ભયંકર વસ્તુઓમાં સૂક્ષ્મ રીતે તપાસતાં ઘણી ઉપયોગિતા નજરે પડે છે. આ વસ્તુસ્થિતિ પૃથક્ પૃથક્ કાવ્યોમાં વર્ણવી છે. (૨) એક વખતે નિર્ગુણી મનુષ્યમાં એક એવો ગુણ જોયો જેથી આ કવિતા ઉદ્દભવી છે. બહિરાકૃતિથી=બહારના આકારથી. વાસસ્થિતિ=રહેવાનું સ્થળ. લાલિત્ય=સુંદરતા. દીપશિખા=દીવાની જ્યોત. રાત્રિચારી=ચંદ્ર. મહર્ઘ્ય=કીમતી. કર્દમ=કાદવ. સૌરભ=સુગંધ.

## પ્રભુપ્રીતિ. [ પાનું ૮૩ ]

પ્રભુપ્રીતિ બાંધવાના જિજ્ઞાસુ મુમુક્ષુની પ્રભુ પ્રતિ પ્રાર્થના આ કાવ્યમાં છે. વિભાવ=અન્ય સ્વભાવ. અવ્યય વાસ=મોક્ષ. એકત્વિક=એકપણું.

## નિભાવી લેવું [ પાનું ૮૪ ]

જાહિલ=મૂર્ખ. આહિલ=શોક. ખીદમત=સેવા. જીસ્મ=શરીર. ખફા=ઈતરાજી. રોજબરોજે=દરરોજ. બસર કરવી=પૂર્ણ કરવી ( ગાળવી ). મ્વાફિક=બરાબર. કલમા=શાસ્ત્રીય વાક્ય. લાઝીમ=યોગ્ય. હકા=ઈશ્વર. ખોફ=ભય. દસ્ત=હાથ. ખ્વાબ=સ્વપ્ન. જીકર=તકરાર. પરેશાની=દુ:ખ. બિસ્તર=પથારી.

## પસ્તાવો [ પાનું ૮૫ ]

અત્તા=અર્પણ. રહમત=દયા. આસાયેશ=આશ્વાસન. લુતુફ=આનંદ-મોજ. સંગદિલ=પથ્થર જેવું દિલ. ચાહ=ઈચ્છા, ને કૂવો; (આમાં સંબંધક બે અર્થ છે.)

## તમન્ના એ રહી છેલ્લી [ પાનું ૮૫ ]

તમન્ના=ઈચ્છા. દિલબર=મિત્ર. ઉલ્ફત=પ્રેમ. ખ્વાહી=ઈચ્છાવાળું.

ખલ્ક=જગત્. સિતમગારો=જૂલ્મ કરનાર. ઝાલિમ=જુલ્મ કરનાર. મગર=પણ. ખલ્કત=જગત્. બેહયા=શરમરહિત. હમદર્દિ=અનુભવથી ઘવાએલ. હાફીઝ=રક્ષણ કરનાર.

**દોસ્ત કે દુશ્મન?** [ પાનું ૮૬ ]

ગુલો=પુષ્પો. સબક=પાઠ. ચશ્મો=આંખ. હયા=શરમ. સિના=છાતી

**મિત્ર જેવા દેખાતા વિષે** [ પાનું ૮૭ ]

લબે=હોઠમાં. જરૂરી=કણી. ખાલિક=ઇશ્વર.

**મુનિ પ્રત્યે.** [ પાનું ૮૭ ]

મુનિને માટે વૈરાગ્ય અને સ્નેહ એ બે પરસ્પર વિરોધી કેવી રીતે છે તે આ કાવ્યમાં દર્શાવ્યું છે.

**આત્મહિત કેમ સધાય?** [ પાનું ૮૯ ]

બાહ્ય આડંબરથી આત્મીય હિત સાધી શકાતું નથી, પરન્તુ અંતરંગ દશાના સુધારાથી તે સાધી શકાય છે, તે દર્શાવનારી આ કવિતા છે. બાહ્યાડંબરના પૃથક્ પૃથક્ માર્ગોની નિરર્થકતા ગ્રંથકારે બતાવી આપી છે.

**મુનિના ધર્મ.** [ પાનું ૯૧ ]

મુનિધર્મને દર્શાવનારો સરલ સુબોધ આ કાવ્યમાં ભર્યો છે. ધ્યાવો=ધ્યાન કરો. ઉપયોગ=લક્ષ્ય. રાશિ=સમૂહ. વિમાસી=વિચારી. અર્ણવ=સમુદ્ર.

**"નથી ગમતું રે એક ઘડી આ વ્હેણમાં!"** [ પાનું ૯૧ ]

વૈરાગ્યની કોઇ વિરલ ક્ષણોમાં અને જગતના વ્યવહાર ઉપરના માનસિક કંટાળાના સમયમાં આ કાવ્યના ઉદ્દગારો સ્ફુરેલા છે. વ્હેણ=પ્રવાહમાં (સંસારના). સ્વેદ=પરસેવો. ક્રોધાનલ=ક્રોધરૂપી અગ્નિ. આગર=ખાણ.

## સહાય અર્થે પ્રભુપ્રાર્થના.

પીયૂષ=અમૃત. કૃષ્ણ=કાળું. રજનીપતિ=ચંદ્ર. બિરદપણામાં=ટેકીલા-પણામાં. અંક=છિદ્ર. ખોળે=શોધે.

## સુખ-દુઃખ સરખાં માનો. [ પાનું ૯૪ ]

એક લોકપ્રિય નર જ્યારે કેદમાં ગયા ત્યારે આ વિચારોની ઘટના થઇ છે.

## એ દિન કયારે જોઇશું? [ પાનું ૯૫ ]

વિરતિ=પાપથી નિવૃત્તિ. નિગ્રહ=કાબુ. નિઃશેષ=સમગ્ર.

## પરમ શાંતિ કયાં હશે? [ પાનું ૯૬ ]

પરમ શાંતિ મનુષ્યના હૃદયમાં જ વસે છે; પરંતુ ભય દ્વેષ અને ખેદના આવરણથી જીવ શાંતિને ગ્રહણ કરી શકતો નથી. ભય દ્વેષ અને ખેદનો અભાવ થતાં મુમુક્ષુ દશા પમાય છે ને તે દશા પ્રાપ્ત થતાં જીવને સહજ શાંતિનો અનુભવ થાય છે. આ સ્થિતિનું દર્શન આ કાવ્યમાં કરાવ્યું છે. આવરણ=ઢાંકનાર વસ્તુ. અસૂયા=દ્વેષ. અર્થમાં=આત્મહિતમાં.



# મુનિ શ્રી હર્ષચંદ્રજીકૃત પુસ્તકો.

## પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીનું જીવનચરિત્ર.

દરીયાપુરી સંપ્રદાયના સ્વ. પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીના જીવનચરિત્રના આ પુસ્તકમાં સંપ્રદાયના આદિ પુરૂષ શ્રી ધર્મસિંહજી સ્વામીથી માંડીને શ્રી રઘુનાથજી સ્વામીના સમય સુધીનો સંપ્રદાયનો ઈતિહાસ અને શ્રી રઘુનાથજી સ્વામીના જીવનના વૈરાગ્યયુક્ત પ્રસંગો, તેમનું આંતર જીવન ઇત્યાદિ બોધક શૈલિથી આપેલું છે. પૃષ્ઠ ૧૧૬, પાકું પૂઠું, મૂલ્ય આઠ આના.

પ્રકાશકઃ—શા. મોહનલાલ શોભારામ,
કલોલ, ( ઉ. ગુજરાત. )

## શ્રીમદ્ ધર્મસિંહજી અને શ્રીમદ્ ધર્મદાસજી.

**[ સામાયિક, આયુષ્યકર્મ અને ક્ષાયક સમ્યકત્વની પર્યાલોચના સાથે ]**

આ બેઉ મહાપુરૂષોના સંક્ષિપ્ત જીવનચરિત્ર સાથે બેઉના ધાર્મિક સિદ્ધાંતોની પર્યાલોચના વિદ્વત્તાપૂર્વક આ પુસ્તકમાં આપેલી છે. પુસ્તક ગુજરાતી ભાષા અને બાળબોધ લિપિમાં છાપેલું છે. પૃષ્ઠ ૧૧૨. અધિકારી જિજ્ઞાસુને માટે અમૂલ્ય.

પ્રકાશક—શેઠ નાગરદાસ કેશવલાલ,
કલોલ, ( ઉ. ગુજરાત ).

## આ પુસ્તક મળવાનાં સ્થળો.



શેઠ કચરાભાઇ વાડીલાલ

છીપા પોળ, અમદાવાદ.

શ્રી સ્થાનકવાસી જૈન મિત્રમંડળ

છીપા પોળ, અમદાવાદ.

બુકસેલર બાલાભાઇ છગનલાલ

ઘીકાંટાની પોળ, અમદાવાદ.